પહેલી ખામી જે બતાવવામાં આવી છે તે સાથે હું મળતો થતો નથી. અંગ્રેજી શીખવવાની ધગશમાં આપણે ગૂજરાતી ભાષાની એટલી અવગણના કરી છે કે તેના શિક્ષણનું ધોરણ નબળું પડે જ. હવે જ્યારે મુબઈ વિદ્યાપીઠ જેવી સંસ્થા પણ માતૃભાષાદ્વારા શિક્ષણ આપવાના સિદ્ધાંત તરફ વળતી જાય છે, ત્યારે આપણે ગૂજરાતી-શિક્ષણનું ધોરણ બદલવું જ જોઈએ. આ દૃષ્ટિબિંદુથી આ સંગ્રહ તરફ જો સહાનુભૂતિથી જોવામાં આવે તો તે અઘરો નહીં લાગે. મારો એવો દૃઢ અભિપ્રાય હોવા છતાં હાલની સ્થિતિને પહોંચી વળવાને, પારસી, મુસલમાન, વગેરે કોમોના વિદ્યાર્થીઓની સુગમતા ખાતર, કેટલાક કાવ્યો અને ગદ્યપાઠો બદલ્યાં છે, ને બાકીનામાં અઘરા શબ્દોને બદલે સહેલા શબ્દો મૂકવાની છૂટ લીધી છે. આશા છે કે આ ફેરફાર પહેલી ખામી દૂર કરવા પરત્વે સૌને સંતોષ આપશે.

નાનાં બીબાં તદ્દન કાઢી નાખ્યાં છે. સારા કાગળ વાપર્યા છે. છાપકામ, જોડણી, વ્યાકરણ, ઇત્યાદિની ભૂલો સુધારવાનો બનતો પ્રયાસ કર્યો છે. પુસ્તકની ઉપયોગિતામાં વધારો કરવાના હેતુથી અઘરા શબ્દોનો કોશ પુસ્તકને અંતે મૂકયો છે. આખા પુસ્તકની જોડણીનું ધોરણ એકસરખું રાખવાના સર્વમાન્ય હેતુથી પાઠોની મૂળ જોડણી, ગૂજરાત વિદ્યાપીઠે જે જોડણીકોશ બહાર પાડ્યો છે ને જેના નિયમો સૌથી વધારે પ્રમાણભૂત ગણાય છે તે પ્રમાણે, જરૂર લાગે ત્યાં બદલી છે. અત્યંત કાળજી રાખવા છતાં રહી ગયેલી અગત્યની ભૂલોનું શુદ્ધિપત્રક પણ છાપ્યું છે.

આ ફેરફારોથી પુસ્તકની ઉપયોગિતામાં વધારો થયેલો લાગે અને તે વધારે વિદ્યાર્થીપ્રિય બને તો હું મારો પ્રયાસ સફળ થયો લેખીશ.

આ આવૃત્તિ છાપવામાં પ્રુફ સુધારીને તથા બીજી ઉપયોગી સૂચનાઓ કરીને મારા સહશિક્ષકબંધુ રા. નૃસિંહગિરિ મહેતાએ મને અમૂલ્ય સહાય આપી છે તેમનો હું અત્રે આભાર માનું છું.

સુરત, તા. ૨૨મી જૂન, ૧૯૩૧ ચન્દ્રવદન શાહ

## [ પ્રથમ આવૃત્તિ ]

આ પુસ્તકની રચના જોતાં હાલના ગૂજરાતી ગદ્ય-પદ્ય સંગ્રહોમાં એકનો વધારો કરવાનું મારું કૃત્ય શિક્ષકબંધુઓ ક્ષમ્ય ગણશે. 'સાહિત્ય-મુકુર'નો પ્રથમ વિભાગ તૈયાર કરતી વખતે મેં અંગ્રેજીમાં ચોથા ધોરણના વિદ્યાર્થીઓની જરૂરિયાતો ધ્યાનમાં રાખવા પ્રયત્ન કર્યો છે. આ પુસ્તકને જો પ્રોત્સાહક આવકાર મળશે તો પાંચમા અને છઠ્ઠા ધોરણો માટે પણ આવો સંગ્રહ તૈયાર કરવાની મને ઉમેદ છે.

આ ગ્રંથમાં છપાયેલી વિવિધ કૃતિઓના લેખકોએ જો તેમણે અહીં ફરી છાપવાની રજા આપવાની ઉદારતા બતાવી ન હોત તો આ પુસ્તક પ્રગટ જ નહીં કરી શકત. આથી એ બધા સાહિત્યકારો પ્રત્યે મારી ઉપકારની લાગણી જાહેરમાં પ્રદર્શિત કરવાની હું આ તક લઉં છું.

પુસ્તકમાં છપાયેલાં રેખાચિત્રો તેને વિશેષે કરીને આકર્ષક બનાવે છે. એ ચિત્રો તાકીદે તૈયાર કરી આપવા માટે હું મારા કલાપ્રિય મિત્ર રા. કંચનલાલ મામાવાળાનો ઋણી છું. એમની કલાકૃતિઓને અભાવે મારા પુસ્તકમાં એટલી ઊણપ આવ્યા વિના રહેત નહીં. વળી 'કુમાર કાર્યાલય' તથા 'ગૂજરાત સ્ટાન્ડર્ડ પ્રેસ'ના સંચાલકોએ પણ બ્લૉકો તાબડતોબ તૈયાર કરી આપીને તેમ જ વિના વિલંબે સુઘડતાથી છાપી આપીને મને આભારી કર્યો છે.

આ પુસ્તક સકળગુણસંપન્ન છે એમ કહેવાની ધૃષ્ટતા તો હું કેમ કરું? એમાં દોષો હશે જ. એ તરફ અંગુલિનિર્દેશ કરવા માટે સૌને અરજ કરું છું.

સુરત, તા. ૫ : ૨ : ૧૯૩૧ — ચન્દ્રવદન શાહ





કેળવણીના પ્રચાર માટે

જીવનભરનો ભેખ લેનાર

પૂજ્ય પિતાજીના

ચરણમાં આ સંગ્રહ સપ્રેમ અર્પણ

# અ . નુ . ક્ર . મ

## પદ્ય વિભાગ

ભક્તિગીતો :



પૌરાણિક કાવ્યો :



વત્સલતા :



કથાગીતો :

### પ્રકૃતિચિત્રો :



### સામાજિક કાવ્યો :



### સ્વદેશપ્રેમ :



### પ્રકીર્ણ કાવ્યો :

## અ થ વિ ભા ગ



卐



માધ્યમિક શાળાનાં પહેલાં ત્રણ વર્ષ દરમિયાન તમને ગુજરાતી સાહિત્યનો પ્રથમ પરિચય તો થઈ ચૂક્યો હશે જ. આપણા પ્રાચીન, મધ્યકાલીન ને અર્વાચીન કવિઓ, નાટ્યકારો ને ગદ્યકારોનો તમને ઠીકઠીક પરિચય થયો હશે. હવે એ પરિચય વધારે નિકટનો કરવાનો સમય આવી લાગ્યો છે. તમે જે જે સાહિત્યકારોની કૃતિઓનો અભ્યાસ આજપર્યંત કર્યો છે, તે પરથી તેમના પ્રત્યે કે ગુજરાતી સાહિત્ય પ્રત્યે તમારા મનમાં જે મમતા બંધાઈ હોય, તે તમને એમની તેમ જ બીજા લેખકોની વધુ કઠિન કૃતિઓનો અભ્યાસ કરવા પ્રેરશે એવી મારી ખાતરી છે. એટલે શાળાંત પરીક્ષા માટેની તૈયારીનું વર્ષ બાદ કરતાં જે ત્રણ વર્ષ બાકી રહ્યાં તે માટે મેં એકેક પુસ્તક તૈયાર કર્યું છે ને તેમાં તમારી ઉંમર, સમજશક્તિ, શબ્દભંડોળ વગેરે ધ્યાનમાં રાખીને આપણા સાહિત્યમાંથી ઉત્તમોત્તમ કૃતિઓ પસંદ કરીને જુદા જુદા ધોરણના વિદ્યાર્થીઓને અનુકૂળ થઈ પડે એવા ક્રમ મુજબ ગોઠવી છે. આ ત્રણે પુસ્તકોનો અભ્યાસ તમને સાહિત્યનું દ્વિતીય દર્શન કરાવશે એવી મને ઉમેદ છે. આ દર્શનથી આપણા સાહિત્ય પ્રત્યેની તમારી મમતા વધો અને તેને સમૃદ્ધ બનાવવાની પરમાત્મા તમને શક્તિ અર્પો!

આપણા અભ્યાસની શરૂઆત આપણે ભક્તિગીતોથી કરીએ છીએ. દરેક શુભ કામની શરૂઆત ઈશ્વરસ્તવનથી કરવાનો હિંદમાં રિવાજ છે. આ માત્ર એક કારણ છે. બીજું કારણ એ પણ છે કે આપણું સાહિત્ય

જન્મકાળે ભક્તિરસનું સાહિત્ય હતું. સૈકાઓ સુધી આપણા કવિઓએ ભક્તિ અને તત્ત્વજ્ઞાનનાં કાવ્યો લખ્યાં છે. નરસિંહ, મીરાં, ભાલણ, પ્રેમાનંદ, અખો, ભોજો, ધીરો, પ્રીતમ, દયારામ—આ સૌ ભક્તકવિઓ હતા. એ બધા સૈકાઓમાં માત્ર સામળ જ સામાજિક કાવ્યો લખતો. આથી આપણા સાહિત્યનો અભ્યાસ આપણે ભક્તિગીતોથી કરીએ તો વાજબી જ લેખાશે.

**૧. જે ગમે જગતગુરુદેવ જગદીશને :** ગુજરાતમાં લખીવાંચી ન જાણનાર સ્ત્રીપુરુષો પણ જે થોડાં ભજનો રોજ ગાય છે તેમાંનું આ એક પદ છે. એની રચનાને પાંચસો વર્ષ વીતી ગયાં છતાં હજી તે અભણ પ્રજાજનોને પણ કંઠસ્થ છે એ એની લોકપ્રિયતા સૂચવે છે. એના લેખક નરસિંહ મહેતા જેટલા ગુજરાતી આદ્યકવિ તરીકે જાણીતા છે તેટલા જ શ્રીકૃષ્ણના પરમ ઉપાસક તરીકે વિખ્યાત છે. આખી સૃષ્ટિનો નિભાવ પરમેશ્વર કરે છે, છતાં પોતે જ બધું કરે છે એમ માની ગર્વ લેવાની મનુષ્યને ટેવ પડી હોય છે. આવા લોકોને ગાડા નીચે ચાલતા કૂતરાની સાથે કવિ સરખાવે છે.

**૨. સાચું તે સગપણ રે, સમજ મન શ્યામતણું :** નરસિંહ મહેતા અને મીરાંબાઈની કૃષ્ણભક્તિની ધૂન ગુજરાતમાં લાંબા સમયથી અદૃશ્ય થઈ હતી તે દયારામે ઓગણીસમી સદીમાં ફરી મચાવી. શ્રીકૃષ્ણને સખીભાવે ભજતાંભજતાં એમણે અનેક પદો, ગરબીઓ, વગેરે લખ્યાં છે. દયારામ ગુજરાતના રસીલા કવિ ગણાય છે.

આ પદમાં કૃષ્ણ સાથેનું સગપણ જ સાચું છે, બાકી બધા સંબંધો મિથ્યા છે; એ વાત પર કવિએ ખાસ ભાર મૂક્યો છે. મનુષ્યનો અવતાર આપીને તેણે તેને ભજનનો અધિકાર આપ્યો; પછી તો,

**ભજે તેને આપે રે પદ નિજ ધામતણું.**

અર્થાત્, કવિને અભિપ્રાયે જે શુદ્ધ મનથી એનું ભજન કરે તેને ચોર્યાસી લાખ જન્મના ફેરા ફરવાનું ટળી જાય.

સરખાવો, નરસિંહ મહેતાનું પદ :

**શા સુખે સૂતો સંભાર શ્રીનાથને,**<br>
**હાથ તે હરિ વિના કોણ ગ્રહાયે.**

**૩. પ્રભાતમાં પ્રાર્થના :** કવિ શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયાએ આ કાવ્ય વિદ્યાર્થીઓ માટે જ બનાવ્યું હતું; પરંતુ તમારી

સમક્ષ કદાચ તે પહેલી વાર જ રજૂ થાય છે. અંગ્રેજી શિક્ષણ આપવાની આ દેશમાં શરૂઆત થઈ તે અરસામાં રા. નરસિંહરાવનો જન્મ થયો હતો; અને એ કેળવણીનો લાભ મેળવીને, નર્મદ–દલપત પછી ગૂજરાતી સાહિત્યમાં નવીન યુગ ઘડવામાં બીજા સાહિત્યકારો સાથે તેમણે સુંદર ફાળો આપ્યો છે. કુદરત વિશે તેમજ કેટલાક સામાજિક પ્રશ્નો ઉપર તેમણે અનેક કાવ્યો લખ્યાં છે. અંગ્રેજી કવિતાસાહિત્યની તેમના પર ઊંડી છાપ પડી છે.

આ કાવ્યની પહેલી બે કડીઓમાં પણ કવિએ કુદરતનું વર્ણન કર્યું છે. અંધારી રાત, પ્રાતઃકાળનો પ્રકાશ, પંખીઓનું ઉલ્લાસમય મધુર ગાન, વગેરેનો અહીં ઉલ્લેખ થયો છે. સૂર્યનાં કિરણો વડે જેમ જગપતિ રાત્રિનો અંધકાર દૂર કરે છે તેમ આ દુનિયાના માણસોને મોહ–માયારૂપી અંધકારમાંથી દિવ્ય પ્રકાશ વડે યોગ્ય માર્ગે દોરવવા કવિ પ્રાર્થના કરે છે. આ જગતમાં પોતાનું કર્તવ્ય બજાવીને પ્રભુચરણમાં આપણે હોંશભેર જઈશું એવી કવિ આશા રાખે છે.

૪. જ્યોત : કવિ શ્રી. અરદેશર ફરામજી ખબરદાર પારસી કોમના છે, છતાં ગૂજરાતી પ્રત્યેના તેમના પક્ષપાતને લીધે તેઓ ગૂજરાતી ભાષા ઉપર સરસ કાબૂ મેળવી શક્યા છે. તેમણે કવિતાનાં ઘણાં પુસ્તકો પ્રગટ કર્યાં છે.

આ કાવ્યમાં રા. ખબરદાર પોતાના આત્મામાં પ્રકાશતી 'પ્રેમળ કોમળ જ્યોત' અખંડિત જાળવવાનો પોતાનો નિશ્ચય દર્શાવે છે, કેમકે તેઓ અતુલ શ્રદ્ધાથી એમ માને છે કે નાની સરખી જ્યોત જ કોઈ દિવસ વિરાટ બનીને તેમને પરમાત્માનો સાક્ષાત્કાર કરાવશે.

૫. પ્રાર્થના : પ્રાર્થનાગીતોમાં આ કાવ્ય એક નવીન ભાત પાડે છે. મંદિર, મૂર્તિ, પૂજા, નૈવેદ્ય, આરતી વગેરેને અનેક કવિઓએ સ્વાભાવિક ક્રમ તરીકે સ્વીકારી લીધાં છે. રૂઢ આચારવિચાર સાચા જ છે એમ નહિ માનનાર વીસમી સદીના આ યુવાન કવિને મંદિરે ફૂલ કે નૈવેદ્ય ચડાવવા કે દીપ ધરવા જવાનું રૂચતું નથી; કેમકે તેઓ માને છે કે પ્રભુ માત્ર મંદિરમાંની મૂર્તિમાં પુરાયલા નથી; પરંતુ એ તો સર્વવ્યાપી છે. જે પ્રભુના સાચા ભક્ત છે તે તો પ્રભુને ગમે ત્યાં પામી શકે છે. વળી તેઓ એમ પણ સૂચવે છે કે સાચી માનવસેવા એ પણ પ્રભુસેવા જ છે. એટલે ભૂખ્યાંને અન્ન આપીને કે અંધકારમાં પ્રકાશ નાખીને પણ મનુષ્ય પ્રભુને રીઝવી શકે છે. ]



૧

જે ગમે જગતગુરુદેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે,
ઊગરે એક ઉદ્વેગ ધરવો.—જે ગમે૦

હું કરું હું કરું એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જ્યમ શ્વાન તાણે;
સૃષ્ટિમંડાણ છે, સર્વ એણી પેરે,
જોગી જોગેશ્વરા કોક જાણે.—જે ગમે૦

નીપજે નરથી તો કોઈ ન રહે દુ:ખી,
શત્રુ મારીને સૌ મિત્ર રાખે; ૧૦
રાય ને રંક કોઈ દૃષ્ટે આવે નહીં;
ભવન પર ભવન પર છત્ર દાખે.—જે ગમે૦

ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા,
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું,
તેહને તે સમે તે જ પહોંચે.—જે ગમે૦

ગ્રંથ ગરબડ કરી વાત ન કરી ખરી,
જેહને જે ગમે તેને પૂજે;
મનકર્મવચનથી આપ માની લહે,
સત્ય છે એ જ મન એમ સૂઝે.—જે ગમે૦ ૨૦

સુખ સંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી,નરસૈંયો એમ કહે,
જન્મ પ્રતિ જન્મ હરિને જ જાચું.—જે ગમે૦

· નરસિંહ મહેતા ·



૨

સાચું તે સગપણ રે, સમજ મન શ્યામતણું,
બાકી સહુ જૂઠું રે, કશું નથી કામતણું.—ટેક૦

માત તાત ભ્રાત ને ભગિની, સગાં સહોદર સોય;
કુળ કુટુંબ સખા ગોત્ર ને જ્ઞાતિ,
એમાં તારું છે નહીં કોય;
સગું એ તો સરવે રે, સુખ ને દામતણું.–સાચું૦

જનનીજનક એવાં કર્યાં કેટલાં, તેં જેટલી ધરી દેહ;
લ્હેણાદેણીનો સંબંધ તૂટચો, ત્યારે મૂકી ગયાં તેહ;
કોઈએ ના બતાવ્યું રે, ઠેકાણું વિશ્રામતણું.–સાચું૦

જેની આ હરિવણ હેત ધરીને,
કોણ આપે મનુષ્ય અવતાર;
પશુપક્ષી ફેડીને આપ્યો, તને ભજનતણો અધિકાર, ૧૦
ભજે તેને આપે રે, પદ નિજ ધામતણું.–સાચું૦

અણુ આસક્તિ ક્યહું મા રાખીશ, માયા મનથી છોડ;
નિશ્ચિંત થઈ સહુ શોક તજીને, પ્રીત પ્રભુજીશું જોડ;
દયા દિનરજનિ રે, રટણ કર રામતણું.–સાચું૦

• દયારામ •

卐

૩

## પ્રભાતમાં પ્રાર્થના

[ શિખરિણી ]

ઊંડા અંધારેથી ભરી રજનિમાં સૃષ્ટિ શમતી,
જગાડે તું પ્રેમે મૃદુ કરવડે તે જગપતિ,
ધરી ધીરાં મીઠાં સ્મિત મૃદુ નિહાળે તુજ ભણી,
અને એ ઉલ્લાસે વિહગગણગાનો ગજવતી;

કીધી રક્ષા રાતે અવશ સ્થિતિમાં પ્રેમ થકી તેં,
સ્તુતિગાનો ગાતી ઉપકૃતિ રૂડી તારી સ્મરી તે,
અને ચાલે પ્રેમે અડગ નિજ કર્તવ્યપથમાં,
જ્યહાં ફેડે પેલો રવિ તિમિરનાં વૃંદ વસમાં;
દયાસિન્ધો! તારે શરણ શિશુ આવી વિનવિયે,
અમે આ સંસારે અશરણ ડૂબ્યા મોહતિમિરે; ૧૦
જગાડો નિદ્રાથી, ઉપકૃતિ કદી ના વીસરિયે,
ધરો દિવ્યજ્યોતિ, સ્થિરપદ ધરી માર્ગ સરિયે;
વહી આનંદે આ જગતમહીં કર્તવ્યની ધુરા,
જઈશું ઉલ્લાસે પ્રભુચરણ પાસે રસભર્યા;
તજી અજ્ઞાનોને વિમલ હૃદયે ધર્મ ભરશું,
અને પ્રેમે તારાં સ્તવનગુણગાનો ગજવશું.

· નરસિંહરાવ દીવટિયા ·



૪

## જ્યોત

ઝીણી ઝીણી બળે ને ફરફરે, એક પ્રેમળ કોમળ જ્યોત;
ધીમી ધીમી ધ્રૂજે ને થરથરે;
મારી પ્રેમળ કોમળ જ્યોત.
કોટિ કોટિ કરું રક્ષા હું એની, રાખું છુપાવી છેક;
ભરી ભરી હશે દુનિયા ભલે, મારું રંકનું ધન આ એક રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત.
આવે વંટોળિયા વાયરા ત્યાં ઝૂમી પડે એક પાસ;
દોડી ધરું મારો હાથ ત્યાં આડો ને થાય અખંડ પ્રકાશ રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત.
ઝીણી ઝીણી થતી જાય ઝીણેરી ને જોતાં જણાય ન પંડ;
ઝૂમી પડું તેની પાસ હું, ત્યાં તો ભડકે બળે તે અખંડ રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત.

કેમ જીવું મારી જ્યોત વિના હું? કેમ હું રહું સદાય?
કેમ રાખું મારા હાથ પવિત્ર હું—એ જ એ જ્યોતની છાંય રે; ૧૦
મારી પ્રેમળ કોમળ જ્યોત.
ઝીણી હશે ઘણી જ્યોત એ મારી, પણ કદી બનશે વિરાટ;
નાથ! અખંડ જાળવજો, મને એ જ બતાવશે વાટ રે;
મારી પ્રેમળ કોમળ જ્યોત.

· અરદેશર ખબરદાર ·

卐

૫

## પ્રાર્થના

તારે મંદિરિયે ફૂલ ધરવાને,
બાળકને કેમ જાવું પડે?
વિશ્વ ભર્યું તારા પગલામાં,
જ્યાં હોય ત્યાંથી ફૂલડાં અડે.
તારે મંદિરિયે નૈવેદ ધરવા,
નિત નિત જાવું ગમતું ના;
ભૂખ્યા જનોમાં તુજને પેખી,
કહીશું કે 'લે લે, ભાઈ! આ.'
તારે મંદિરિયે દીપ ધરવાને,
જાવું ઠીક નહીં અમને;
જ્યાં જ્યાં વિશ્વ મહીં અંધારું,
ત્યાં ધરશું દીપક તમને.
તારે મંદિરિયે ફૂલ ધરવાને,
બાળકને કેમ જાવું પડે?
વિશ્વ ભર્યું તારા પગલામાં,
જ્યાં હોય ત્યાંથી ફૂલડાં અડે.

· કૃષ્ણલાલ શ્રીધરાણી ·

## — સમજૂતી —

૧: 'ઊગરે': આપણું ધાર્યું કંઈ થતું નથી, બધાનો કર્તાહર્તા ઈશ્વર છે, એમ જો આપણે માનતા થઈએ તો આપણે શોકચિંતામાંથી ઊગરીએ છીએ—બચીએ છીએ. 'જોગી જોગેશ્વરા કોક જાણે': આખી સૃષ્ટિનું મંડાણ પરમેશ્વર પર છે એ વાત કેટલાક જ્ઞાની—યોગીઓ જ જાણે છે.

૨: 'લહેણાદેણીનો સંબંધ': દરેક માણસને આગલા જન્મનું અમુક લહેણું કે દેવું ચૂકવવાનું હોય છે, તેને માટે આ જન્મમાં જુદા જુદા સંબંધો બંધાય છે. એ કામ પૂરું થાય છે ત્યારે એ સંબંધ તૂટે છે. આખરે બધા આપણને મૂકીને આ દુનિયા છોડી ચાલ્યા જાય છે. 'મનુષ્ય અવતાર': બધાં પ્રાણીઓમાં મનુષ્યનો અવતાર ઉત્તમ છે એ વાતનો ઉલ્લેખ અહીં કરવામાં આવ્યો છે. 'આસક્તિ': આપણો જન્મ થાય છે ત્યારથી જ દુનિયાના જુદા જુદા પદાર્થો માટે આસક્તિ ઉત્પન્ન થાય છે—પ્રેમ ઊપજે છે; માયાના મોહને લીધે આપણે તેને વળગી રહેવા મથીએ છીએ. કવિ આવી અણુમાત્ર—સહેજ પણ આસક્તિ ન રાખવા આપણને કહે છે. પ્રભુ માટે જ આસક્તિ બધાએ રાખવી જોઈએ, કારણ કે એથી જ આપણો ઉદ્ધાર થશે, એમ તેમનું માનવું છે.

૩: 'અવશ સ્થિતિમાં': રાતે જ્યારે સર્વ પ્રાણીઓ નિદ્રાધીન થાય છે ત્યારે તેઓ પોતાને વશ હોતાં નથી; એ દશામાં પોતાનું રક્ષણ કરવાનું કે બીજું કંઈ પણ ભાન તેમને હોતું નથી; ત્યારે દયાળુ જગન્નિયંતા સૃષ્ટિના સર્વ જીવનું પ્રેમથી રક્ષણ કરે છે. 'અશરણ ડૂબ્યા મોહતિમિરે' મોહ—માયારૂપી અંધકારમાં કોઈના પણ શરણ વિના અમે ડૂબ્યા છીએ; અને હે દયાસિન્ધો! અમે તારે શરણે આવીએ છીએ.

૪: 'ભરી ભરી હશે દુનિયા ભલે': શેનાથી ભરી હશે? ધનથી. આખી દુનિયામાં ભલે અઢળક દ્રવ્ય હોય છતાં મારા જેવા રંકનું ધન તો આ એક જ્યોત જ છે. 'આવે વંટોળિયા વાયરા ત્યાં': એ મારી જ્યોત પાસે અનેક જાતના પવનો ફૂંકાય છે, અને એને હોલવવાને મથે છે. શેના વંટોળ—વાયરા? આ દુનિયાના મોહરૂપી પવનો. સંસારની લોભાવનારી ચીજો પ્રભુનો માર્ગ ત્યજીને આપણને ખોટે રસ્તે જવા ઉશ્કેરે છે; જ્ઞાનરૂપી જ્યોત બુઝવવા પ્રયાસ કરે છે.

૫: 'વિશ્વભર્યું તારા પગલામાં': તારા એક જ પગલામાં તેં આખું વિશ્વ સમાવી દીધું હતું, એટલે વિશ્વનું એકેએક ફૂલ તારા ચરણને અડકે છે. એક જૂની કથા એવી છે કે એક વાર વિષ્ણુ ભગવાન ઠીંગુજીનું રૂપ લઈને બલિરાજા પાસે

ભિક્ષા માગવા આવ્યા. રાજાના કહેવાથી તેમણે ત્રણ પગલામાં સમાય એટલી જમીન માગી. એ માગણી રાજાએ સ્વીકારી કે તરત વામનજીએ પોતાનું ખરું સ્વરૂપ ધારણ કરીને એક પગલું આકાશમાં ને બીજું પાતાળમાં મૂક્યું. ત્રીજું પગલું બલિરાજાના માથા પર મૂકીને તેમને પાતાળમાં મોકલી ત્યાંનું રાજ્ય આપ્યું. બીજો ભાવાર્થ એ પણ ખરો કે પરમેશ્વર સર્વવ્યાપી છે. આખા વિશ્વમાં એક પણ સ્થળ એવું નથી કે જ્યાં એમનો વાસ ન હોય. એટલે પ્રભુનું સ્મરણ કરીને ગમે ત્યાં ફૂલ ધરે તો તે પ્રભુચરણમાં જ પડે છે એમ કવિ કહે છે.



## — પ્રશ્નાવલિ —

૧. આ દુનિયામાં જો મનુષ્યનું ચલણ હોય તો શું પરિણામ આવે? 'હું કરુ હું કરું' એને કવિ અજ્ઞાનતા શા માટે ગણે છે? એ વૃત્તિને તેમણે શેની સાથે સરખાવી છે? 'જન્મ પ્રતિ જન્મ હરિને જ યાચું, : એમ નરસિંહ મહેતા શા સારુ ઇચ્છે છે?

૨. મા, બાપ, ભાઈ, બેન, વગેરેના સગપણને જૂઠું કેમ કહ્યું છે? મનુષ્યનો અવતાર ઉત્તમ શા માટે? શ્યામ સાથેનું સગપણ સાચું કેમ? દુનિયાના કોઈ પણ પદાર્થ ઉપર આસક્તિ હોય તો શું થાય?

૩. વિહંગમગણ શા માટે સ્તુતિગાન કરે છે? સૂર્ય સૌથી પહેલુ કયું કર્તવ્ય બજાવે છે? આપણે શા માટે પ્રભુશરણે જઈએ? અને તેની પાસેથી શું માગીએ છીએ? સૃષ્ટિવર્ણન અને આ સંસારના શિશુઓમાં સરખામણી કરવાલાયક કંઈ છે? હોય તો શું?

૪. કવિ કઈ જ્યોતની વાત કરે છે? એને પ્રેમળ ને કોમળ શા સારુ કહે છે? કોટિ ઉપાયે એની રક્ષા કરવા એઓ શા સારુ ઉત્સુક છે? આ જ્યોત બુઝવવાનો કોણ કોણ યત્ન કરે છે અને કવિ તેને કેવી રીતે બચાવે છે? એ બુઝાઈ જાય તો શું થાય? આ કાવ્યમાંની કઈ લીટી તમને સૌથી વધારે ગમે છે?

૫. આ કાવ્યનો મુખ્ય વિચાર શો છે? ભૂખ્યાને અન્ન આપવાથી કે અંધકારમાં દીપક ધરવાથી પ્રભુભક્તિ શી રીતે થઈ કહેવાય? પહેલી બે લીટીમાં પુછાયેલા સવાલનું રહસ્ય સમજાવો. સાચી પ્રભુપૂજા શેમાં સમાયલી છે?






**૬. સત્યભામાનું રૂસણું :** મીરાંબાઈ એક મહાન કૃષ્ણભક્ત હતાં અને પોતાના વૈધવ્ય પછી તેણે પોતાનું આખું જીવન કૃષ્ણભક્તિમાં ગાળ્યું હતું. એનાં સાસરિયાંના વિરોધ છતાં એ તો કૃષ્ણભક્તો સાથે ભક્તિની ધૂનમાં પોતાનો સમય પસાર કરતાં. એમની કવિતામાં મોટે ભાગે ભક્તિ ને જ્ઞાનનાં ઉત્તમ પદોનો સમાવેશ થાય છે. કેટલાંક પદોમાં એના જીવન-ચરિત્રના કેટલાક પ્રસંગો આલેખાયેલા છે. કૃષ્ણજીવન સંબંધી પણ તેમણે કેટલાંક કાવ્યો લખ્યાં છે. સત્યભામાનું રૂસણું તેમાંનું એક કાવ્ય છે.

સત્યભામા કૃષ્ણની આઠ પટરાણીઓમાંની એક છે. રુક્મિણી ઉપર પોતાનો સ્વામી ખાસ પ્રીતિ દાખવે એ તેનાથી ખમાતું નથી. આને લીધે પતિપત્ની વચ્ચે વારંવાર કલહ થાય છે. આ કાવ્યમાં જે પ્રસંગ વર્ણવ્યો છે તે આવા ગંભીર કલહનો છે. આ તકરાર ટીખળખોર નારદ મુનિને આભારી છે. નારદજીએ આણેલું પારિજાતકનું ફૂલ રુક્મિણીને આપ્યું તેથી સત્યભામાએ રૂસણું લીધું. કૃષ્ણ જ્યારે પોતાને મંદિરે પધાર્યા ત્યારે સત્યભામાએ ક્રોધ પ્રદર્શિત કર્યો ને એની સાથે કંઈ સંબંધ ન રાખવા જણાવ્યું. આ ક્રોધનું વર્ણન મીરાંબાઈએ સાદી છતાં સચોટ ભાષામાં આ કાવ્યમાં કર્યું છે. સ્વર્ગમાંથી પારિજાતકનું વૃક્ષ લાવીને તેના આંગણામાં રોપવાનું કૃષ્ણે વચન આપ્યું ત્યારે જ સત્યભામાનો રોષ ઊતર્યો.

૭. સુદામાચરિત્ર : આ લાંબા કાવ્યમાં ભક્ત સુદામાના જીવનનું વર્ણન કરવામાં આવ્યું છે. એના લેખક ગૂજરાતના જાણીતા પ્રાચીન કવિ ભટ્ટ પ્રેમાનંદ છે. એમના જીવન વિશે તમને કંઈક જાણવાનું મન થશે. ગદ્યવિભાગમાં તે સંબંધી એક સ્વતંત્ર નિબંધ છે તે તમે પહેલાં વાંચજો. પ્રેમાનંદ એ ગૂજરાતના મહાન્ કવિ ગણાય છે. એમને ગૂજરાતી ભાષા માટે એટલો બધો પ્રેમ હતો કે જ્યાં સુધી તેનો ઉત્કર્ષ નહીં થાય ત્યાં સુધી પાઘડી ન પહેરવાનું એમણે વ્રત લીધું હતું. આપણા સાહિત્ય માટે આવું વ્રત બીજા કોઈએ લીધેલુ તમે જાણો છો ? એ સુરતના પ્રખ્યાત કવિ હતા. એમનું નામ શોધી કાઢજો; અને એમણે શું વ્રત લીધુ હતું તે પણ

સુદામાનું આખ્યાન ઘણા કવિઓએ લખ્યું છે. નરસિંહ મહેતાએ પણ તે ટૂંકમાં લખ્યું છે. આ કથા બહુ જાણીતી છે. આ આખ્યાનના પહેલા કડવામાંથી તેનો સાર મળશે. તમે બધા જેમ એકબીજા સાથે ભણો છો તેમ સુદામા અને કૃષ્ણ સાથે ભણતા. તે વખતની અને અત્યારની રીતમાં ફેર છે. તેમના વખતમાં વિદ્યાર્થીઓ ગુરુને આશ્રમે અભ્યાસ કરવા જતા. તેઓ ત્યાં જ રહેતા, ગુરુની સેવા કરતા, અને વિદ્યા મેળવતા; હમણાં તો ગુરુ અને શિષ્ય અમુક સ્થળે રોજ ભેગા મળે છે અને સાંજ પડતાં પોતપોતાને ઘેર વિદાય થાય છે. કૃષ્ણ અને સુદામા, રાજા અને રંક, તો સાથે જ રહેતા. સુદામા કૃષ્ણને શીખવતા પણ ખરા. અભ્યાસ કરીને સૌ છૂટા પડ્યા. કૃષ્ણ દ્વારકાપતિ થયા; સુદામા વૈરાગ્યવૃત્તિવાળા છતાં ગૃહસ્થ બન્યા; દશ બાળકોના પિતા થયા. તેમનું જીવન દુઃખી અને કંગાળ હતું. તેઓ હરિભજનમાં તલ્લીન રહેતા. કુટુંબના ભરણપોષણની તેમને પરવા નહોતી. બ્રાહ્મણ હોવા છતાં ભિક્ષા ન માગવાનું તેમણે વ્રત લીધું હતું. બહુ કાલાવાલા કરીને તેમની સ્ત્રી તેમના બાલમિત્ર કૃષ્ણ પાસે જવા વિનવે છે. અને સમજાવ્યા છતાં જ્યારે તેમની સ્ત્રી ન સમજી અને તેમનાથી પોતાના કુટુંબનું દારિદ્રયદુઃખ ન જોવાયું ત્યારે તેમણે જવાનું કબૂલ્યું. કૃષ્ણનાં બાળકોને ભેટ આપવાને કાકા તાંદુલની એક પોટલી લઈ ગયા. કૃષ્ણે તેમનો અપૂર્વ સત્કાર કર્યો–તેમની પૂજા કરી. વાતચીત પછી ભગવાને ભક્ત પાસેના તાંદુલ ઝૂંટવી લીધા, અને તેઓ તે હોંશથી આરોગવા લાગ્યા. આમ કરતાં કરતાં તેઓ છૂપી રીતે સુદામાનું દારિદ્રય

ઓછું કરતા ગયા, પરંતુ આની સુદામાને ખબર પડી નહિ; તેથી જ્યારે તે વિદાય થવાને તૈયાર થયા ત્યારે કૃષ્ણે તેમના હાથમાં કંઈ પણ ન મૂક્યું તેથી એમને ઘણું આશ્ચર્ય થયું. હતાશ થઈને તેઓ પાછા ફર્યા; પરંતુ પોતાની ઝૂંપડી તેમને જડે જ નહિ. એમની ઝૂંપડીની જગાએ તો મોટા લખેશરીના મહેલ જેવો મહેલ! એ બિચારા મુઝાવા લાગ્યા; એમને સમજ ન પડે કે આ ફેરફાર કેમ થયો! સ્વરૂપ અને આભૂષણથી તદ્દન જુદી થઈ ગયેલી એમની પત્નીને પણ તેઓ ઓળખી ન શક્યા. ઋષિપત્ની એમને જોઈને સત્કાર કરવા આવી ત્યારે તેઓ નાસવા લાગ્યા. આખરે સરલ હૃદયના ઋષિને કૃષ્ણની લીલા સમજાઈ ને તેમણે મહેલમાં પ્રવેશ કર્યો. પૂરેપૂરો વૈભવ છતાં સુદામા ઉદાસ રહેતા. આનું કારણ શું હશે વારુ?



૬

## સત્યભામાનું રૂસણું

જાણ્યું જાણ્યું હેત તમારું જાદવા રે લોલ,  
હેત જ હોય તો હૈડામાં વરતાય જો;  
અમે તમારી આંખડીએ અળખામણાં રે લોલ,  
વહાલ હોય તો નયણાંમાં ઝળકાય જો.  
જાણ્યું જાણ્યું૦

પારિજાતકનું ફૂલ રે નારદ લાવિયા રે લોલ,  
જે સોંપ્યું રાણી રુક્મિણીને દરબાર જો;  
એક પાંખલડી મારે મંદિર ન મોકલી રે લોલ,  
કીધી મુજથી એ અદકેરી નાર જો;  
જાણ્યું જાણ્યું૦

અચરત પામ્યા ને આનંદ ઉતર્યાં રે લોલ,  
જાઓ જાઓ નહીં બોલું સુંદરશ્યામ જો; ૧૦  
રુક્મિણીને મંદિર જઈને રંગે રમો રે લોલ,  
હવે તમારે અમ સાથે શું કામ જો;  
જાણ્યું જાણ્યું૦

અળગા રહો અલબેલા મને અડશો નહીં રે લોલ,
તમ સાથે નહીં બોલું નંદકુમાર જો;
મો'લે તો પધારો માનીતીતણે રે લોલ,
આજ પછી નવ આવશો મારે દ્વાર જો.
જાણ્યું જાણ્યું૦

નારદે કહ્યું સતભામા સાંભળો રે લોલ,
એ નિર્લજને નથી તમારું કામ જો;
કાલા ને વાલા કરતો તે આવશે રે લોલ,
મોટા કુળની મૂકશો મા તમે મામ જો. ૨૦
જાણ્યું જાણ્યું૦

ઉતાર્યાં આભ્રણ રે સર્વ અંગથકી રે લોલ,
લો શામળિયા તમારો શણગાર જો;
મારા રે મૈયરની ઓઢું ઓઢણી રે લોલ,
બીજું આપો માનીતીને દરબાર જો.
જાણ્યું જાણ્યું૦

ચરણાં ચીર ઉતારી ચોળી ચૂંદડી રે લોલ,
ઉરથકી ઉતાર્યો નવસર હાર જો;
કાંબી ને કડલાં રે ત્રોટી દામણી રે લોલ,
સર્વ સંભાળી લેજો નંદકુમાર જો.
જાણ્યું જાણ્યું૦

પ્રીત કરી પરહરવું નો'તું પાધરું રે લોલ,
થોડા દિવસમાં શું દીધાં મને સુખ જો; ૩૦
સ્વપ્નાંનાં સુખડાં રે સ્વપ્ને વહી ગયાં રે લોલ,
દેહલડીમાં પ્રગટયાં દારુણ દુઃખ જો.
જાણ્યું જાણ્યું૦

પાણીડાં પીને રે ઘર શું પૂછિયે રે લોલ,
વેરી પિતાએ પૂરણ સાધ્યાં વેર જો;
ઉછેરી આપી રે એના હાથમાં રે લોલ,
ગળથૂથીમાં ઘોળી ન પાયાં ઝેર જો;
જાણ્યું જાણ્યું૦

શોકલડીનાં વેણુ મને બહુ સાંભરે રે લોલ,
નયણાંમાંથી છૂટે જળની ધાર જો;
હૈડું ન ફાટયું રે હજુયે અમતણું રે લોલ,
ઉર ઉપર કાંઈ ઊઠ્યા મેઘ મલાર જો. ૪૦
જાણ્યું જાણ્યું૦

એવાં મેણાં શું બોલો મુખથકી રે લોલ,
ભોળા મનની શું આણો છો ભ્રાંત જો;
નારી મત શું રાખો નારદને કહે રે લોલ,
કુળવંતી તમે કેમ કરો કલ્પાંત જો.
જાણ્યું જાણ્યું૦

પટરાણી તમથી બીજી પ્યારી નથી રે,
શું સતભામા ફૂડો આવ્યો ક્રોધ જો;
કપટી નારદિયાનાં કહેણુ ન માનિયે રે લોલ,
ઘણો વધારે ઘેર ઘેર જઈ વિરોધ જો.
જાણ્યું જાણ્યું૦

સાચું જો કહું તો તમે નવ સાંભળો રે લોલ,
'કહો સતભામા ખાઉં તમ આગળ સમ જો; ૫૦
કાળુડા નાગને આપું આંગળી રે લોલ,
તોયે તમારું મન નવ માને કયમ જો.
જાણ્યું જાણ્યું૦

મોહનજી કહે રે સતી તમે સાંભળો રે લોલ,
કહો તો મંગાવું પારિજાતનું ઝાડ જો;
આણીને રોપાવું તમારે આંગણે રે લોલ,
રાણી રોષ તજીને મૂકો રાડ જો
જાણ્યું જાણ્યું૦

હરખીને બોલ્યાં રે હરિથી હેતશું રે લોલ,
સતભામાને સૌ કો લાગ્યાં પાય જો;
વાજાં ને વાગે રે વાંસળી રે લોલ,
ગીત ગાન ને નૌતમ ઉચ્છવ થાય જો. ૬૦
જાણ્યું જાણ્યું૦

કુમકુમ કસ્તુરી બહેકે કેવડો રે લોલ,
ચૂવાચંદન ઊડે અબીલ ગુલાલ જો;
આનંદ ઓચ્છવ રે થાય અતિ ઘણો રે લોલ,
ભેરભૂંગળ ને વાજે મૃદંગ તાલ જો.
જાણ્યું જાણ્યું૦

રૂસણું ગાયું રે રૂડી રીતશું રે લોલ,
સતભામાનાં મનાવ્યાં છે મન જો;
મીરાંનો સ્વામી રે મો'લ પધારિયા રે લોલ,
સતભામાનાં જીવન કીધાં ધન્ય જો.
જાણ્યું જાણ્યું૦

· મીરાંબાઈ ·



૭

## સુદામાચરિત્ર

: ૧ :

શ્રીગુરુદેવ ને ગણપતિ, સમરું અંબા ને સરસ્વતી;
પ્રબળ ગતિ, વિમળ મતિ, અતિ પામીએ રે.
રમારમણ હૃદેમાં રાખું, ભગવદ્‌લીલા ભાખું;
ભક્તિરસ ચાખું, જે ચાખ્યો શુકસ્વામીએ રે.
શુકસ્વામી કહે, સાંભળ રાજા પરીક્ષિત, પુણ્ય પવિત્ર;
દશમસ્કંધ અધ્યાય એંશીમેં કહું સુદામાચરિત્ર.

[ ઢાળ ]

સાંદીપનિ ઋષિ શુકગુરુ સરખા, વિદ્યાવંત અનંત,
તેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત.
તેની નિશાળે વડો વિદ્યાર્થી, ઋષિ સુદામો કહાવે;
પાટી લખી દેખાડવા રામકૃષ્ણ સુદામા પાસે આવે.
સુદામો, શ્યામ, સંકર્ષણ, અન્નભિક્ષા માગી લાવે;
એકઠા બેસી અશન કરે તે, ભૂધરને મન ભાવે.

સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય;
એક સાથરે શયન કરતા, મોરલીધર, બળ, સુન્ય.
ચોસઠ દહાડે ચૌદે વિદ્યા, શીખ્યા બેઉ ભાઈ;
ગુરુસુત ગુરુદક્ષિણામાં આપી, વિઠ્ઠલ થયા વિદાય.
શ્રીકૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર :
'મા'નુભાવ ફરીને મળજો, માગું છું એક વાર.'
ગદ્‌ગદ્‌ કંઠે કહે સુદામો : 'માગું દેવ મોરારી;
સદૈવ તમારાં ચરણ વિષે, મનસા રહેજો મારી.'
મથુરાથી કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારકાવાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડયો, મન જેનું સંન્યાસી.
પતિવ્રતા પત્ની છે પાવન, પતિને પ્રભુ કરી પ્રીછે;
સ્વામીસેવાનું સુખ વાંછે, માયાસુખ નવ ઇચ્છે.
દશ બાળક થયાં દામાને, દુઃખદારિદ્રયે ભરિયાં; ૨૫
શીતળાએ અમીછાંટો નાંખ્યો, થોડે અન્ને ઊછરિયાં.
અજાચક વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓડે;
આવી મળ્યું તે અશન કરે, નહીં તો ભૂખ્યા સાથરે પોઢે.

[ વલણ ]

પોઢે ઋષિ સંતોષ આણી, સુખ ન ઇચ્છે ઘરસૂત્રનું;
ઋષિપત્ની ભિક્ષા માગીને લાવે, પૂરું પાડે પતિપુત્રનું.

: ૨ :

શુકજી કહે સાંભળ નરપતિ, સુદામાની નિર્મળ મતિ;
માયાસુખ નવ ઇચ્છે રતી, મન છે જેનું જતિ.
મુનિનો મર્મ કોઈ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે;
જાચ્યા વિના કોઈ કેમ આપે, ઘણે દુઃખે કરી દિન કાપે.
ભિક્ષાનું કામ કામિની કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરી લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્ત્રીજન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પછે પુરમાં અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, તવ સ્ત્રી આવી સુદામા પાસ.

હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળિયે નાથઃ
'બાળક ભૂખ્યાં કરે રુદન, નગરમાં નથી મળતું અન્ન.
ન મળે કંદ, મૂળ કે ફળ, બે દિવસ થયાં લઈ રહે જળ;
સુખશય્યા ભૂષણ પટકૂળ, પ્રભુ કયારે થશે સાનુકૂળ ?'
ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખઃ
'કહેતામાં લાગીશ અળખામણી,સ્વામીજુઓઆપણાઘરભણી.
ધાતુપાત્ર નહીં કર સહાવા, સાજું વસ્ત્ર નથી 'સમ ખાવા;
જેમ જળવિણ વાડી ઝાડુવાં, તેમ અન્ન વિણ બાળક બાહુવાં.
વાયે ટાઢ, બાળકડાં રુએ, ભસ્મ માંહી પેસીને સૂએ;
હું તે ધીરજ કેઈ પેરે ધરું, છોકરાંનું દુઃખ દેખી મરું.
વધ્યા નખ વાધી જટા, માંહી ઊડે રક્ષાની ઘટા;
દર્ભતણી તૂટી સાદડી, નાથજી તે પર રહો છો પડી. ૫૦
બીજેત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દારિદ્રયસમુદ્રમાં બૂડી, હેવાતણમાં એકકેકી ચૂડી.
સૌભાગ્યના નથી શણગાર, નહીં કાજળ, નહીં કિડિયાંહાર;
નહીં લલાટે કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું.
હું પૂછું છું લાગી પાય, આવું દુઃખ કયાંસુધી સે'વાય ?
દહાડી તમો કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પવૃક્ષની તળે, તેને શી વસ્તુ નવ મળે ?
જેને સ્નેહ શામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનંતિ દાસીતણી, પ્રભુ પધારો ભૂધર ભણી.
તે છે ચૌદ લોકના નાથ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ ?'

[ વલણ ]

'લાજ ન કીજે નાથ મારા, માધવ મનવાંછિત આપશે રે:
દીન જાણીને દયા આણી દારિદ્રયનાં દ્રુમ કાપશે રે.'

: ૩ :

'જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશે રે;
હું કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશે રે.'

ધન નહીં જડે તો ગોમતીમાં અર્જુન દર્શન ફળ નહીં જાય;
ભાવઠ ભાંગશે રે.'

સુદામો કહે સ્રીને, 'નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મૂકી, માગતાં જીવ જાય;
મામ ન મૂકીએ રે.'

'ઉદર કાજે નીચ કને જઈ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક મળવાતણું, મામે વણશે કામ.—ભાવઠ૦'
'જાદવ સઘળાં દેખતાં, કેમ ઓડું જમણો હાથ?
હું દુર્બળનું રૂપ દેખી, લાજે લક્ષ્મીનાથ.—મામ ન૦'
'જાચવા ન જઈએ ને પડી રહીએ તો કયમ જીવે પરિવાર?
એક વાર જાચો જાદવા, તમને નહીં કહું બીજી વાર.—ભાવઠ૦'
'જગતના મનની વાર્તા જાણે, અંતરજામી રામ;
ઈહાં બેઠાં નવનિધ આપશે, ત્યાં ગયાનું શું કામ?—મામ ન૦' ૭૫
'કહેવું નહીં પડે શ્રીકૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરુષપુરાણ.—ભાવઠ૦'

[ વલણ ]

અવતાર સ્રીનો અધમ કહીને, ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઉચરે.

: ૪ :

આ કડવામાં સુદામા અને એમની સ્રી વચ્ચે સંવાદ થાય છે. ઋષિજી પોતાની દુઃખી સ્રીને એમ સમજાવવા મથે છે કે પ્રભુએ જે નિર્માણ કર્યું છે તે પ્રમાણે બધાને મળે છે અને દરેકે તેથી સંતોષ માનવો જોઈએ; પરંતુ એમની સ્રીનું મન માનતું નથી. તે કહે છે :

[ વલણ ]

'એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રુવે બાળક લાવો અન્ન, લાગું પાયજી રે.'

અને દારિદ્ર્ય ફિટાડવાને કૃષ્ણજી પાસે જવા પોતાના સ્વામીને તે અરજ કરે છે :

'તતક્ષણ ત્રિકમ છેદશે, દારિદ્રયકેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે.'

: ૫ :

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરી ફરી પ્રેમદા લાગે પાયજી;
વિપ્ર સુદામો આમ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.

[ ઢાળ ]

જાવું પડશે સર્વથા, ઘણું રુએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માતતણો શો વાંક?
પત્ની પ્રત્યે કહે સુદામો. 'તમે જીત્યાં ને હાર્યો હુંય;
કહો ભામિની ભગવંત આગળ, જઈ ભેટ આપું શુંય?'
સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પાડોશણની પાસ;
'બાઈ આજ કામ કરો મારું, જાણે વણ મૂલે લીધી દાસ.
દ્વારમતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય:
અમો બમણું કરીને આપશું, કંઈ આપો ઉછીનું માય.'
પાડોશણને દયા આવી, જો દુર્બળ આવી માગવા;
સૂપડું ભરીને કાંગ આપ્યા, 'આ બાઈ તમારે દેવા.'
ઊખળે ઘાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં છોવાય નહીં, છે ત્રિકમના તાંદુળ;
લેઈ જાવા છે જુગતે કરી, નથી બાંધવા પટકૂળ.
ઉપરાઉપરી બંધન બાંધ્યાં ચીંથરાં દશવીશ;૧૦૦
રત્નની પેરે જતન કીધું, જ્યમ ચડે છોડતાં રીશ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
'પિતાજી એવું લાવજો, જેણે જાય આપણી ભૂખ.'
દીન વાણી સાંભળીને મુનિએ મૂક્યો નિશ્વાસ;
સુદામો કહે પુત્રને, 'પરિબ્રહ્મ પૂરશે આશ.'
ઋષિ સુદામો સંચર્યા, વેળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્ર છે, ને ભકતના શણગાર.

ભાલ તિલક ને માળા કંઠે, રસનાએ ભણતો . જાય;
મુખ કુખનું જાળું બાંધ્યું, કદ્રૂપ દીસે કાય.
પવન જટામાંથી ભસ્મ ઉડાડે, ધૂમ્ર ગોટાગોટ-
ઉપાનરેણુએ અભ્ર છાયે, જોજન કોટાનકોટ.
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે મારગમાં સામું મળે, તે દેખી વિસ્મય થાય.
તૈલાભ્યંગ સ્વપ્ને ન ઇચ્છે, છે લૂખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં ગ્રહી જેષ્ટિકા, બીજા હાથમાં તુંબિપાત્ર.
કૌપીન જીરણ વસ્ત્રનું, વનફૂળ છે પરિધાન;
પણ ભાગ્યભાનુ ઉદે થયો, હરિ કરશે આપ સમાન.

[ વલણ ]

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
થોડે સમે ઋષિ સુદામો, પહોંતા પુરી દ્વારામતી.

: ૬ :

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનકકોટ ઝળકારા કરે, મણિમય રત્ન જડ્યાં કાંગરે.
કોઠા કોસીસાં શોભે પર્મ, જેવું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફરફરે, દુંદુભિ ઢોલ ત્યાં ગડગડે.
સુદર્શન ફરતું ત્યાં સોહે, ગંભીર નાદ સાગર મન મોહે;
ગોમતી-સાગર સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી નહાય.
પરમ ગતિ પ્રાણી પામે ઘણાં, નથી મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન.૧૨૫
રૂપ જોઈ જોવા સૌ મળે, ખીજવે બાળક પૂંઠળ પળે;
જાદવ સ્ત્રી તાળી દઈ હસે, ધન્ય નગર આવો નર વસે.
કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઈ કહે ઇન્દુ, કોઈ કહે કામ, એને રૂપે હારશે કેશવરામ.
પતિવ્રતાનાં મોહશે મન, મર્મવચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.

ઘણી ચેષ્ટા પૂંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;
પૂંઠે બાળક કાંકરા નાખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે;
પાડે તાળી વજાડે ગાલ, પૂંઠે ફરી વળ્યાં નાનાં બાલ.
કોઈ વૃદ્ધ જાદવે દીઠા ઋખિ, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી.
તેણે બાળક સહુ કાઢ્યાં હાંકી, પૂછયા સમાચાર ઊભા રાખી:
'કહો કૃપાનાથ ક્યાંથી આવિયા, આ પુરને કયમ કીધી મયા?'
તવ પ્રતિવચન બોલ્યા ઋષિજન, 'મને હરિદર્શનનું મન';
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર.
હરિમંદિર આવ્યા ઋષિરાય, રહ્યા ઊભા નવ ચાલે પાય;'
દ્વારપાળ દિગ્પાળ સમાન, ધામ જ્યોત શું દ્વાદશ ભાણ.
શોભે હાટ ચૌટાં ને ચોક, છજાં ઝરૂખા બારી ગોખ;
અટારી જાળી, મેડી માળ, જડિત્ર કેડેડા ઝાકઝમાળ.
અનંત યોદ્ધા ઊભા પ્રતિહાર, સાચવે શામળિયાનુ દ્વાર;
ત્યાં સુદામો ફેરા ફરે,' સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કર્મની ગતિ, એક ગુરુના વિદ્યારથી;
એ થઈ બેઠો પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા રજ નથી.
રમાડતો ગોકુળ માંકડાં, ગુરુને ઘેર લાવતો લાકડાં;૧૫૦
તે આજ બેઠો સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી.
વળી ઋષિને આવ્યું જ્ઞાન, અલ્પ જીવ હું એ ભગવાન;
એક વાર પામું દર્શન, તો હું જાણે પામ્યો ઇંદ્રાસન.
છે વિવેકી હરિના છડીદાર, પૂછયા સુદામાને સમાચાર;
'મા'નુભાવ કેમ કરુણા કરી?' તવ સુદામે વાણી ઓચરી.
'હું દુર્બળ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે છે મિત્રાચાર;
પ્રભુને જઈ કહો મારા પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ.'

[ વલણ ]

નામ સુદામો જઈ કહો, ગયો ઘરમાં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવિયા, શ્રીકૃષ્ણને સમાચાર રે.

: ૭ :

હરિ પોઢ્યા હિંડોળાખાટ રે, પાસે પટરાણી છે આઠ રે;
એવે દાસી ધાતી આવી રે, જોઈ નાથે પાસે બોલાવી રે.
બોલી સાહેલી શિર નામી રે, 'દ્વારે દ્વિજ આવ્યો કોઈસ્વામી રે;
તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારું વિપ્ર સુદામો છે નામ રે.'
એમ દાસી કહે કરજોડ રે, 'ખરો ખરો' કહે રણછોડ રે;
'મારો બાળસ્નેહી સુદામો રે, હું તો દુખિયાનો વિસામો રે'.
ઊઠી ધાયા જાદવરાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે;
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રુક્મિણી ઊંચું સાંય રે.
અતિ આનંદે ફૂલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે;
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે.
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, 'પૂજાથાળ કરો સાવધાન રે;
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુણ્ય રે;
જે કોઈનિસરશે એનાંચરણઆલી રે,તેનારી સહુમેં મને વહાલી રે.'
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શામળિયોજી મળવા જાય રે;
સુદામે દીઠા કૃષ્ણદેવ રે, છૂટયાં આંસુ શ્રાવણનેવ રે.
જુએ કૌતુક ચારે વર્ણ રે, કયાં વિપ્ર કયાં અશરણશર્ણ રે;
જુવે દેવ વિમાને ચડિયા રે, પ્રભુ ઋષિને પાયે પડિયા રે.
હરિ ઉઠાડયા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હેડા સાથ રે;૧૭૫
મળ્યા જાદવ જેવા પૂંઠે રે, પ્રેમનાં આલિંગન નવ છૂટે રે.
મુખ અન્યોઅન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લ્હોયાં રે;
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે.
'ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યો રંક ધામ રે;'
તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે.

: ૮ :

ભકતાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશય્યા પર ઋષિ બેસાડી, ચમર કરે ચક્રપાણિ રે. ભક્તાધીન૦

નેત્રસમસ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદમંદ હસે સત્યભામા, આઘો ઘૂંઘટ તાણી રે. ભક્તાધીન૦
કનકની થાળી હેઠળ મેલી, રુક્‌મિણી નાખે પાણી રે;
સુદામાના પગ પખાળે, હાથે સારંગપાણિ રે. ભક્તાધીન૦
જેના નાભિકમળથી બ્રહ્મા પ્રગટ્યા,આ જગ પળમાં કીધું;
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મન લીધું રે. ભક્તાધીન૦
વિશ્વામિત્ર સરખા તાપસને દોહેલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળીને, પ્રીતે પાદોદક પીધું. ભક્તાધીન૦

: ૯ :

આ પ્રમાણે આદરસત્કાર કર્યા પછી શ્રીકૃષ્ણ પોતાના બાળમિત્ર સાથે વાત કરવી શરૂ કરે છે. કયા દુઃખને લીધે સુદામા આવા દુર્બળ બની ગયા હતા તેની તેઓ તપાસ કરતા હતા. ભક્ત સુદામા એમને જવાબ આપતાં કહે છે કે, 'તમે અંતરજામી છો, અને બધું જાણો છો. મને તો તમારા વિયોગનું દુઃખ હતું. આજે હું તમને મળ્યો. હવે મારું શરીર સારું થશે.'

: ૧૦ :

ત્યારબાદ કૃષ્ણ ભગવાન અને સુદામા સાંદીપનિ ઋષિને ત્યાં હતા ત્યારે તેઓ એકબીજાના સમાગમમાં કેવી રીતે આવતા, પોતાના દિવસો કેવી રીતે પસાર કરતા અને તેઓ કેવી રીતે છૂટા પડ્યા,–તે બધું આ કડવામાં આ બેઉ બાલમિત્રો ફરીથી યાદ કરે છે.

: ૧૧ :

વાત કરતાં કરતાં શ્રીકૃષ્ણ સુદામાને પૂછે છે કે ભાભીએ કંઈ ભેટ મોકલી છે કે નહીં? પોતાની તાંદુલની પોટલી સુદામા સંતાડવા મથે છે. હાંસી થવાની બીકે તેઓ તાંદુલ આપતા નથી, પણ કૃષ્ણજી આખરે તે ઝૂંટવી લે છે. નીચે સોનાનો થાળ મૂકીને જગદીશ જાતે પોટલી છોડવા લાગ્યા. આટલા જતનથી બાંધેલી પોટલીમાં શું હશે તે જોવા બધાં આતુર બને છે. એમાંથી જ્યારે તાંદુલના કણ વેરાય છે ત્યારે તેનો સ્વાદ કરતાં લક્ષ્મીનાથ કહે છે :

'સુદામા મેં અવનિમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એકેવાર.'
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મ સુધી સુદામે નથી કીધાં પુણ્યદાન.
જાચક રૂપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી;
મુખમાં મુષ્ટિ તાંદુલ મૂકયા, દારિદ્રય નાખ્યાં કાપી.
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુઃખ મોડ્યાં;
જેમ ચીથરાં છોડ્યાં નાથે, તેમ ભવનાં બંધન તોડ્યાં.
જ્યારે તાંદુલ મુખમાં મૂકયા, ઊડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા, સપ્તભૂમિના આવાસ.–૨૦૦
ઋષિપત્ની થયાં રુક્મિણી સરખાં, સામ્બ સરીખા પુત્ર;
એ વૈભવ કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર.

: ૧૨ :

હાસ્ય વિનોદ કરતાં વહી શર્વરી, થયો પ્રાતઃ સુદામે જાગ્યા હરિ;
'મને વિદાય આપો જગજીવન', હરિ કહે, 'પધારિયે સ્વામિન;
વળી કૃપા કરજો કોઈ સમે,' હાલે હાથે નરહરિ નમે.
પ્રભુ પોળ લગી વોળાવા જાય, કોડી એક ન મૂકી કરમાંય;
સત્યભામા કહે 'સુણો જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતિ?
'બ્રાહ્મણ, વળી મિત્ર પોતાતણો, દારિદ્રય દુઃખે પીડેલો ઘણો;
તેને વાળ્યો નિર્મુખ કરી,' રુક્મિણી કહે 'શું સમજો સુંદરી?'
બેલડિયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
વૈભવ આગળ વધિયો છેક, પણ મને ન આપી કોડી એક.
સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કાંઈ ગુપ્તવાટમાં આપશે હરિ;
પાય લાગી નારી સહુ ગઈ, હશે તોયે કંઈ આપ્યું નહીં.
માધવ માર્ગે વોળાવા ગયા, પછી સુદામોજી ઊભા રહ્યા;
'વિઠ્ઠલજી હવે પાછા વળો,' તવ ભેટી રોયા શ્યામળો.
વળ્યા કૃષ્ણ 'ફરી મળજો' કહી, પણ કરમાં કંઈ મૂકયું નહીં;
ઋષિ સુદામે મૂકયો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈ ને નિરાશ.

ઋષિ પામ્યો મનમાં સંતાપ; નિંદા કરવા લાગ્યો આપ;
હું માગવા આવ્યો મિત્ર કને, તેણે મૃત્યુ શેં નાવ્યું મને ?
ભૂખે મરે બાળક નાનકડાં, ખવરાવીએ સૂકાં પાંદડાં;
વા પવન પ્રાશીને ભરીએ પેટ, કે નીચ પુરુષની કરીએ વેઠ.
કાષ્ટ કે તૃણનો વિક્રય કરી, અથવા પર ઘેર પાણી ભરી;
અથવા વિષ પીને પોઢિયે, પણ મિત્ર કને કર નવ ઓડીએ.
અજાચક વ્રત મૂક્યું આજ, ખોઈ લાખ ટકાની લાજ;
કૃપા કરીને મને જગદાધાર, પણ મારું કર્મ કઠોર અપાર.૨૨૫
વિવેકજ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાવ્યું તો સારું થયું;
ધને કરી મદ સુજને થાત, ભક્તિ પ્રભુની ભૂલી જાત.
કૃષ્ણે સુજને કરુણા કરી, દારિદ્રયદુઃખ નવ લીધું હરી;
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ, દુઃખમાં સાંભરે કેશવ-રામ.

[ વલણ ]

રામ સાંભરે દુઃખવૈરાગ્યથી ઋષિ જ્ઞાનઘોડે ચડ્યા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભૂલા પડ્યા.

: ૧૩ :

ઠામ ભૂલ્યો પણ ગામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;
ઋષિ એધાણી સર્વ જોતા, તે ભવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડ્યા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી ક્યાં ગઈ?
જોઈ સુદામે નિઃશ્વાસ મૂક્યો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં ક્યાં ગયાં ?
હોમશાળા રુદ્રાક્ષમાળા, મારી પવિત્ર કુશની સાદડી;
ગોપીચંદન સંમાર્જની ગઈ, વિપત્ય આવડી ક્યમ પડી !
દૈવની ગત્ય ગહન દીસે, પડયો પ્રાણ કર્મઆધીન;
કુટુંબ વિજોગની વેદના, હુંને દૈવે દંડયો દીન.

તૂટી સરખી ઝૂંપડી, ને લૂંટી સરખી નાર;
સડ્યાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પવિકલ્પ કોટિ કરતાં ઋષિ આવાગમન હિંડોળે ચડ્યા;
બારીએ બેસી પંથ જોતાં નિજ કંથ સ્ત્રીની દૃષ્ટે પડ્યા.
સાહેલી એક સહસ્ર લઈને, સતી ગઈ પતિને તેડવા;
જળઝારી ભરી નારી જાએ, જાણે હસ્તિની કલશ રેડવા.
હંસગામિનીને હર્ષ પૂરણ, અભિલાષ મનમાં ઇચ્છિયા;–૨૫૦
ઝાંઝર ઝમકે, ઘૂઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા.
સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી કે રુક્મિણી!
સાવિત્રી કે સરસ્વતી, કે શક્તિ શંકરતણી!
સાહેલી સહુ વીંટી વળી પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થર થર ધ્રૂજે ને કાંઈ ન સૂઝે, છૂટી જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહેવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીસ.
'હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટવિચાર;
હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દ્યો મને કાં દમો છો, તમને હજો કલ્યાણ.
આંગણાંમાં કોઈ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
પાપણીઓ તમને પરમેશ્વર પૂછશે, હુંને ક્યાં આણો છો વાજ્ય.'
ઋષિપત્ની કહે 'સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારિદ્રય ગયાં, નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણચરણપ્રતાપ.'
એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ;
સુદામા પેઠા પોળમાં થયું કૃષ્ણ સરખું રૂપ.

[વલણ]

રૂપે બીજા શ્રીકૃષ્ણ જાણે, જરા ગઈ ને જોબન આવિયું;
એલડિયે વળગ્યાં દંપતી, રતિ–કામ જોડું લજાવિયું.

: ૧૪ :

નિજ મંદિર સુદામો ગયા, તતક્ષણ કૃષ્ણજી સરખા થયા;
દંપતી રાજ્યશોભાએ ભર્યાં, શ્રીકૃષ્ણે દુઃખ દોહેલાં હર્યાં.
દોહેલાં ગયાં ને સોહેલે થયાં, ભર્યાં ભવન લક્ષ્મી વડે;
એક મુષ્ટિ તાંદુલે જે વિભૂતિ આપી, તે લક્ષ જજ્ઞે નવ જડે.

મેડી અટારી છજાં જાળી, ઝળકે મીનાકારી કામ;
સ્ફાટિક મણિએ સ્તંભ જડ્યા છે, કૈલાસ સરખું ધામ-૨૭૫.
વિશ્વકર્મા ભૂલ્યો ભમ્યો. જોઈ ભવનનો ભાવ;
માણેક મુક્તા રત્ન હીરા, ઝવેર જોત્ય જડાવ.

ગોળી ગોળા ઘડા ગાગર, સર્વે કનકનાં પાત્ર;
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર!
ત્યાં જાચકનાં બહુ જૂથ આવે, નિર્મુખ કોઈ ન જાય;
જેને સુદામો દાન આપે, લક્ષપતિ તે થાય.

ઋષિ સુદામાના પુર વિષે, ન મળે દરિદ્રી કોઈ;
કોટિધ્વજ ને લક્ષદીપક, અકાળ મૃત્યુ ન હોય.
યદ્યપિ વૈભવ ઇંદ્રનો પણ, ઋષિ રહે છે ઉદાસ;
વિજોગ રાખે જોગનો, થઈ ગૃહસ્થ પાળે સંન્યાસ.

વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન;
માળા ન મૂકે, ભક્તિ ન ચૂકે, એવા વૈષ્ણવ ઋષિ ભગવાન.
સુદામાનું ચરિત્ર સાંભળે, તેનું દુઃખ દારિદ્રય જાય;
ભવદુઃખ વામે, મુક્તિ પામે, મળે માધવરાય.

વીરક્ષેત્ર વડોદરું, ગૂજરાત મધ્યે ગામ;
ચતુર્વેશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ.
સંવત સત્તર આડત્રીશમાં, શ્રાવણ સુદિ નિદાન;
તિથિ તૃતીયા ભૃગુવારે, પદબંધ કીધું આખ્યાન.
ઉદર નિમિત્તે સૂરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદીપુરામાં કીધી કથા, જથાબુદ્ધિ અનુસાર.

[ વલણ ]

બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કરી;
ભટ્ટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરિ.

· પ્રેમાનંદ ·



— સમજૂતી —

૬. : 'અચરજ પામ્યાં...' : કૃષ્ણ જ્યારે સત્યભામાને ત્યાં ગયા ત્યારે પહેલી બે કડીમાંના શબ્દો સાંભળીને તેમને આશ્ચર્ય થયું, અને જે આનંદથી તેઓ ત્યાં ગયા હતા તે ઓસરી ગયો. બીજી લીટીથી વળી સત્યભામા મહેણું મારવાં શરૂ કરે છે.

'ઉર ઉપર કાંઈ...' : 'મારી શોકના શબ્દો સાંભળીને ને તમે દીધેલાં દારુણ દુઃખથી, મારું હૈયું ફાટવું જોઈતું હતું તે ન ફાટ્યું. એ બળીને રાખ થઈ જવું જોઈતું હતું તે ન થયું' એમ કહીને સત્યભામા તેના કારણ વિષે અટકળ કરે છે કે શું મલાર રાગથી ઉપજેલા મુશળધાર વરસાદને લીધે તો આમ નહીં થયું હોય ?

૭. : [ ૧ ] 'શુક' : કૃષ્ણદ્વૈપાયન વ્યાસના પુત્ર. એમ કહેવાય છે કે એ જન્મથી જ જ્ઞાની હતા. વ્યાસનું ભાગવત એમણે પરીક્ષિત રાજાને સંભળાવ્યું હતું. 'હળધર' : કૃષ્ણના મોટાભાઈ બળરામનું બીજું નામ. હળને હથિયાર તરીકે ધારણ કરનાર. 'ગુરુસુત ગુરુદક્ષિણામાં આપી'. : ચૌદ વિદ્યા સંપાદન કરીને જ્યારે કૃષ્ણ-બળરામ ગુરુજીની રજા લેવા ગયા ત્યારે તેમણે સાંદીપનિ ઋષિને પુત્રપ્રાપ્તિનું વરદાન દક્ષિણા તરીકે આપ્યું. અભ્યાસ પૂરો કરીને, ઘેર જતો વિદ્યાર્થી અસલના વખતમાં પોતાની શક્તિ પ્રમાણે ગુરુને દક્ષિણા આપતો. 'મન જેનું સંન્યાસી' : ગૃહસ્થાશ્રમ માંડવાનું મન નહીં છતાં સુદામાએ તેમ કર્યું. દુનિયાની માયામાં એમનો જીવ લપેટાયો નહોતો; મનથી, અંતરથી, તો સંન્યાસી જ હતા. 'અજાચક વ્રત' : કોઈ પાસે હાથ ધરીને ભીખ ન માગવાનું સુદામાએ પણ લીધું હતું.

[ ૨ ] 'કલ્પવૃક્ષ' : સ્વર્ગનાં પાંચ વૃક્ષોમાંનું એક. એમ કહેવાય છે કે આ વૃક્ષ મનની બધી ઇચ્છાઓ પૂરી પાડે છે. સુદામાને માધવ સાથે મિત્રાચારી છે, એટલે એને કશી વાતની ખોટ પડવી જોઈએ નહીં, કેમકે તેઓ કલ્પવૃક્ષ

જેવા છે 'ચૌદ લોક' : ચૌદ ભુવન–સૃષ્ટિના ચૌદ ભાગ : સાત ઉપરના અને સાત નીચેના.

[ ૩ ] 'મામ મૂકી' : હુંપણું, સ્વમાન ત્યજી દઈને મિત્ર પાસે ભિક્ષા માગતાં જીવ જવા જેટલું દુઃખ થાય છે. 'નવનિધિ' : કુબેર ભંડારીના નવેનવ ભંડાર અહીં બેઠાં આપણને મળશે, કેમકે અંતર્યામી બધાંનાં મનની વાતો જાણે છે.

[ ૫ ] 'તૈલાભ્યંગ' : સ્વપ્નમાં પણ તે શરીરે તેલ ચોળવાની ઇચ્છા કરતા નહીં, કારણ કે એક તો એ દિશામાં તેમનું લક્ષ નહીં અને બીજુ ગરીબાઈને લીધે એટલું પણ પોષાય એમ નહોતુ. 'પણ ભાગ્યભાનુ ઉદે થયો' : કવિ એવી આગાહી કરે છે કે આવા કમાળ મનુષ્યનું ભાગ્ય હવે ઊઘડયું છે; પ્રભુ એનું દારિદ્રય દૂર કરશે અને એને પોતાના જેવો જ બનાવશે.

[ ૬ ] 'કેશવરામ' : કૃષ્ણ–કેશવ અને રામ; કૃષ્ણ અને તેમના મોટાભાઈ બળરામ. 'સુણી સુદામો હસતા જાય' : દ્વારિકાના બાળકો અને સ્ત્રીઓ તેમની મશ્કરી કરે છે તેથી ઋષિને કંઈ સંતાપ થતો નથી, તેઓ ચિડાતા પણ નથી; તેઓ તો ઊલટા પ્રસન્ન ચિત્તે આગળ વધે છે. 'ગહન દીસે છે' પોતાના બાલસખા કૃષ્ણનો દિવ્ય મહેલ જોઈને સુદામા વિચારમાં પડે છે કે બે માણસ એક જ ગુરુના વિદ્યાર્થીઓ હતા તેમની સ્થિતિમાં આજે કેટલો બધો ફેરફાર થઈ ગયો' કૃષ્ણ અને સુદામાની તે વખતની સ્થિતિ સરખાવતાં ઋષિને પ્રારબ્ધની ગતિ ગહન, ન સમજાય એવી, લાગે છે. 'ઋષિને આવ્યું જ્ઞાન': આ પ્રમાણે જ્યારે તે વિચાર કરતા હતા ત્યારે વળી પાછું સાચું જ્ઞાન તેમના બીજા વિચારો પર જીત મેળવે છે; અને ભગવાન તથા અલ્પ જીવ વચ્ચે સરખામણી કરવાનું તેઓ મૂકી દે છે. 'વિવેક' : વિવેકી.

[ ૭ ] 'જુએ કૌતુક' : સુદામાની પાછળ ભેગા મળેલા દ્વારિકાના ચારે વર્ણના લોકો કૃષ્ણ અને સુદામાના મિલનનો દેખાવ જોઈ રહ્યા. ભગવાન આવા દરિદ્ર બ્રાહ્મણને આટલું બધુ સન્માન આપતા હતા એ દૃશ્ય અદ્‌ભુત હતું; ચારે વર્ણના લોકો તે જોવા લાગ્યા એટલું જ નહીં પણ દેવતાઓ સુદ્ધાં વિમાનમાંથી તે જોઈ રહ્યા. 'દાસત્વ દયાળે કીધુ' : સુદામાનું હુંબિપાત્ર આચકો મારીને લઈ લીધું, તેથી ભગવાને પોતાના મિત્રના સેવકનું કામ કર્યું એવું કવિ કહે છે.

[ ૮ ] 'ભક્તાધીન' : ભક્તને આધીન છે જે; એટલે કૃષ્ણ. 'ચક્રપાણિ' : જેના હાથમાં સુદર્શન ચક્ર છે તે; કૃષ્ણ. 'દોહેલે' : વિશ્વામિત્ર જેવા રાજર્ષિને પણ ભગવાને ઘણી મુશ્કેલીથી દર્શન આપ્યું એવા શ્રીકૃષ્ણે સુદામાના પગ ધોઈને તેના ચરણામૃતનું પાન કર્યું.

[૧૧] 'બહુ અવતાર' : બધું મળીને વિષ્ણુના દશ અવતાર થશે એવી માન્યતા છે. વિષ્ણુનો આઠમો અવતાર તે કૃષ્ણ, નવમો અવતાર તે બુદ્ધનો; અને છેલ્લો કલ્કિ અવતાર હજી થવાનો છે. 'તુચ્છભેટ.' : તાંદુલની ભેટ તુચ્છ—નજીવી—હતી, છતાં ભગવાને તેને મોટું સ્વરૂપ આપ્યું; તેનાં બારે વખાણ કર્યાં. 'જાચકરૂપ' : સુદામાએ સાત જન્મમાં કોઈને દાન આપ્યું નહોતું એટલે કર્મના નિયમ પ્રમાણે એને કંઈપણ મળે નહીં. આથી ભગવાન જાતે યાચક બન્યા અને સુદામા પાસેથી તાંદુલની ભિક્ષા લીધી કે જેથી તેઓ ઋષિનું દારિદ્રય કાપી શકે.

[૧૨] 'ઠાલે હાથે' : ખાલી હાથે, કંઈપણ દક્ષિણા આપ્યા વિના. 'સ્ત્રીની ચોરી' : કૃષ્ણે સુદામાને કંઈપણ ન આપ્યુ તેથી તે વિચાર કરે છે કે કદાચ પોતાની સ્ત્રીઓથી છૂપું રાખવાના ઇરાદાથી તો એમણે તેમ નહીં કર્યું હોય; પરંતુ તેમના ગયા પછી પણ છેવટને માટે છૂટા પડતા કૃષ્ણે તેમને કંઈ આપ્યું નહીં, ત્યારે તેઓ બહુ હતાશ થયા; મિત્ર કને મદદ માગવા આવ્યા તે માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા આમ કરવા કરતાં મૃત્યુ કેમ ન આવ્યું એવો વિચાર તેના મનમાં આવ્યો. 'વિવેક જ્ઞાન' : થોડી પળ આવી નિરાશાએ તેમને ઘેરી લીધા, પરંતુ ફરીથી તેમની અસલ વૃત્તિએ—સંસારના પદાર્થો પર આસક્તિ નહીં રાખવાની વૃત્તિએ વિજય મેળવ્યો; તેઓ પોતાની નિર્ધન સ્થિતિમાં સંતોષ માનવા લાગ્યા; ધન ન આપીને પ્રભુને ભૂલી જતાં કૃષ્ણે તેમને અટકાવ્યા તેથી તેઓએ તેમનો ઉપકાર માન્યો.

[૧૩] 'હુંને દૈવે દંડયો દીન' : પોતાના ગામમાં પાછા ફરતાં પોતાની ઝૂપડી નહીં મળવાથી સુદામા વિમાસણમાં પડ્યા. તેઓ વૈરાગી હતા છતાં કુટુંબનાં વિયોગનું દુઃખ તેમને સાલવા લાગ્યું. પોતાને કૃષ્ણને ત્યાં જવાથી લાભ તો ન થયો, પરંતુ ભાંગીતૂટી ઝૂપડી, લૂટારાઓએ લૂંટી લીધી હોય એવી તેમની પત્ની, અને ભૂખ તથા રોગથી સડતાં છોકરાં પણ તેમને ફરી ન મળ્યાં, એમ જ્યારે તેમને લાગ્યું ત્યારે તેમના મનમાં થયું કે દૈવે—નસીબે—મને ગરીબ માણસને શિક્ષા કરી છે. 'હું તો સેજે જોઉં છું ઘર નવાં'; પોતે આ મહેલ આગળ આંટા મારતા હતા તેથી આ સ્ત્રી તેને પકડવા આવી હશે એમ ધારીને તે ખુલાસો આપે છે. પોતાની દાનત શુદ્ધ છે અને પોતે માત્ર નવા મકાનો જોતા હતા તેની એ બાઇને ઋષિ ખાતરી આપે છે.

[૧૪] 'વિશ્વકર્મા ભૂલ્યો ભમ્યો'. સુદામાના નવા ભવનની રચના એટલી બધી અદ્ભૂત હતી કે દેવોના શિલ્પી વિશ્વકર્મા પણ ભુલાવામાં પડીને ભમવા લાગ્યા 'વિજોગ રાખે જોગનો' : એમને જે ધનનો યોગ થયો હતો તેથી તેઓ જુદા જ રહેતા. આ બધા વૈભવો તેમને રુચતા નહીં; એથી ઊલટું, તેઓ બહુ ઉદાસ રહેતા હતા અને ભક્તિમાં સમય ગાળતા.

## — પ્રશ્નાવલિ —

૬. સત્યભામાના રૂસણાનું કારણ દર્શાવતી કડી લખો. પોતાને માઠું લાગ્યું છે એ બતાવવાને સત્યભામાએ શું શું કર્યું તે ટૂંકમાં વર્ણવો. આખા બનાવમાં નારદે જે પાઠ ભજવ્યો હોય તે વિશે પાંચ વાક્યો લખો. કૃષ્ણે પોતાનો બચાવ કેવી રીતે કર્યો અને સત્યભામાને કેવી રીતે મનાવી લીધી તે જણાવો. સમાધાની પછી ઓચ્છવ શા માટે થયો? એનું ટૂંક બ્યાન આપો.

૭. [૧] સુદામા અને કૃષ્ણ વચ્ચે મિત્રાચારી ક્યારે અને ક્યાં બંધાઈ? છૂટા પડ્યા પછીની તેમની સ્થિતિનું વર્ણન કરો. [૨] સુદામાની પત્ની વિષે તમે શું જાણો છો? કૃષ્ણ પાસે જવાનો તે તેમને આગ્રહ કેમ કરતી હતી? સુદામા શા માટે આનાકાની કરતા હતા? [૩] આ વિષય પર સુદામા અને તેમની પત્ની વચ્ચે થએલો સવાદ ટૂંકમાં તમારા શબ્દોમાં લખો. [૫] આખરે સુદામાએ દ્વારિકા જવાનો નિશ્ચય કેમ કર્યો? એને માટે શી શી તૈયારી કરવામાં આવી? તે પ્રસંગનું સુદામાનું વર્ણન કરો.
નીચેની બે લીટીઓ બરાબર સમજાવો :

> "કૌપીન જીરણ વસ્ત્રનું વનફૂળ છે પરિધાન,
> પણ ભાગ્યમાનુ ઉદે થયો, હરિ કરશે આપ સમાન."

[૬] ઋષિજીને દ્વારિકામાં કેવો સત્કાર મળ્યો? કૃષ્ણનો મહેલ જોઈને તેમને કેવા વિચાર આવ્યા? [૭] સુદામા આવ્યા છે એમ જ્યારે સાંભળ્યું ત્યારે તેમણે શું કહ્યું? શું કર્યું? દેવો વિમાને ચઢીને શું જોતા હતા? એમાં નવાઈ જેવું શું હતું? [૧૧] સુદામાના તાંદુલ ઝૂંટવવાને કૃષ્ણે શા સારુ આટલી મહેનત લીધી? એમણે જ્યારે તાંદુલ આરોગ્યા ત્યારે શું બન્યું? [૧૨] જ્યારે કૃષ્ણે સુદામાને કંઈ ન આપ્યું ત્યારે તેમના મનની સ્થિતિ કેવી હતી? એમણે શા શા વિચારો કર્યા? [૧૩] જ્યારે પોતાની ઝૂંપડી સુદામાને નહીં જડી, ત્યારે શેને માટે એને સૌથી વધારે દુઃખ થયું? એણે પોતાની સ્રીને કેમ ન ઓળખી? [૧૪] સુદામાના નવા મહેલનું વર્ણન કરો. નવી સ્થિતિમાં સુદામાના વિચારોમાં કંઈ ફેર પડ્યો? આ આખ્યાનના કવિ વિશે છેલ્લા કડવામાંથી તમે શી માહિતી આપી શકો છો?

આખ્યાન વાંચ્યા પછી સુદામા અને કૃષ્ણ વિશે તમારો મત શો છે તે સાદી અને સરળ ભાષામાં ટૂંકમાં લખો; અને કૃષ્ણને માટે વપરાયેલાં જુદાં જુદાં નામોની યાદી બનાવો.



# વાત્સલ્ય તા

**આ**ગળના એક કાવ્યમાં દયારામે કહ્યું છે કે શ્યામ સાથેનું સગપણ જ સાચું છે; તે સિવાયનો આ સસારનો સબંધ મિથ્યા છે; છતાં જ્યાંસુધી આપણે સંસારમાં રહીએ છીએ અને તેના મોહમાં પડ્યા છીએ, ત્યાં સુધી સગાંસ્નેહીઓનો સંબંધ આપણે ભૂલી શકતા નથી. બધા સંબંધોમાં સૌથી વધારે કુદરતી અને મીઠો સંબંધ માતા સાથેનો હોય છે. કોઈ માતા પોતાના બાળકને કે કોઈ બાળક પોતાની માતાને ન ચાહતાં હોય એમ ભાગ્યે જ બને છે. આપણે બધાએ અનુભવ્યું છે કે માતાનો સ્નેહ અપાર હોય છે. પોતાના બાળક માટે તે ગમે તે દુઃખ ભોગવવાને તૈયાર થાય છે. તે પ્રમાણે બાળક ગમે તેવું નઠોર હોય, બીજા સાથે ગમે તેવી ઉદ્ધત રીતે વર્તતું હોય, છતાં તે પોતાની જનેતા આગળ નમ્ર અને પ્રેમાળ બને છે. આ પ્રકરણમાં માતા વિશેનાં બે કાવ્ય આપ્યાં છે. ત્રીજું કાવ્ય ભાઈબેનનો સંબંધ વર્ણવે છે.

૮. **ભાઈબેન**: 'દેવની દીધેલ ભાઈ બેનની બેલડી'નો સંબંધ કેટલો મધુર હોય છે તે દૃષ્ટાંતો લઈને કવિએ સમજાવ્યું છે. પહેલી જ કડી લો: કેવડો અને લીમડી લીલાંકુંજાર જેવાં છે, તેવો જ ભાઈબેનનો સંબંધ છે એમ કવિ કહે છે.

૯. **જનેતાને**: આ કાવ્યમાં જનેતાના ઉપકારો ગણાવ્યા છે. બાળક ઉપર એનો પાડ એટલો બધો છે કે ભૂલ્યો ભુલાય એમ નથી. બીજાં સંબંધીઓ સાથે એની સરખામણી કરતાં કવિ કહે છે:

"ભાંડુ-પિતાની છાયા સૌ આછી તૃષ્ણા હરનાર;
હૃદયવિલાસિની એક જ તું તૃષ્ણાહર કલ્પનું ઝાડ"

રા. કેશવ હ. શેઠની સાહિત્યપ્રવૃત્તિ પંદર વર્ષથી ચાલુ છે. નાના રાસો તથા રાષ્ટ્રગીતોના કર્તા તરીકે એમણે સારી ખ્યાતિ મેળવી છે.

૧૦. **વહાલી માતાને**: આ કાવ્યમાં કવિ બાળપણનાં સંસ્મરણો તાજાં કરે છે. એક બીજા કાવ્યમાં રા. દેશળજી પરમાર લખે છે કે:

'વૃદ્ધિ – ક્ષયે જોઉં દુનિયા ફરંતી;
સરખી સદા એ તો.... એક મારી માતા.'

ત્યારે રા. ચન્દ્રવદન મહેતા પોતાની માતાને સંબોધીને કહે છે :

> 'મોંઘી માડી ! જીવનભરતીઓટમાં તું જ ઇન્દુ;
> તારી આણે મુજ ઉર ચડે ઊતરે ઊર્મિસિન્ધુ.'

એક કવિ કહે છે કે ચડતીપડતીના સમયમાં આખી દુનિયા મારી પાસેથી ખસી જાય, પરંતુ તું તો હંમેશ સુખમાં કે દુઃખમાં–એની એજ રહે છે, તારામાં કંઈ પણ ફેરફાર થતો નથી. બીજા કવિ કહે છે કે દરિયામાં જેમ ચન્દ્રને લીધે ભરતીઓટ થાય છે, તેમ મારા જીવનમાં ભરતી ઓટ કરાવનાર તું જ છે.



## ૮

## ભાઈબેન

કેવડો લીલો ને લીલી લીમડી રે,
લીલુડાં ભાઈ ને બેનનાં હેત;
દેવની દીધેલ ભાઈબેન બેલડી રે.

મોરલો સૂનો ને સૂની વાદળી રે,
વિખૂટાં બેઉ જૂરે પરદેશ;
દેવની દીધેલ ભાઈબેન બેલડી રે.

મોગરો ડોલે ને ફરકે પાંદડી રે,
ભાઈબેન હઈયે રસસંકેત;
દેવની દીધેલ ભાઈબેન બેલડી રે.

મેહુલો બોલે ને ઝબૂકે વીજળી રે, ૧૦
ભાઈબેન ઝીલે અબોલ સંદેશ;
દેવની દીધેલ ભાઈબેન બેલડી રે.

– દેશળજી પરમાર

૯

## જનેતાને

ના ભૂલું તુજ પાડ જનેતા! ના ભૂલું તુજ પાડ;
જોયું ફરીફરી જગમાં, બીજે ન મળે તારાં લાડ: જનેતા૦
ભલે મિત્ર, પત્નીનાં વ્હાલપ, દોરે વૈકુંઠદ્વાર;
જન્મહેત તો તારાં પણ મા! વત્સલતા તુજ ગાઢ: જનેતા૦
ભાંડુ–પિતાની છાયા સૌ આછી તૃષ્ણા હરનાર;
હૃદયવિલાસિની એક જ તું તૃષ્ણાહર કલ્પનું ઝાડ: જનેતા૦
ઉછેરવા અમૃત પાયાં મા! બચપણમાં વણસ્વાર્થ:
પ્રાણથી અદકાં રક્ષણ કરતી સહી તાપ ને ટાઢ: જનેતા૦
અમી ભરેલા હૈયાની મા! વ્હાલપ ઘેલી ગાળ;
બોલ કોડીલા, બચીઓ રસભર, બહુબહુ એવું યાદ: જનેતા૦ ૧૦
એ દિવસો, એ હેત અને મા! હઠીલી બાળકરાઠ;
નમન નમાવે, ઋણી બનાવે, ઋણ વાળે સુત માંડ: જનેતા૦
માડી! તુજ પાર વગરના પાડ.

- કેશવ હ. શેઠ -



૧૦

## વહાલી માતાને

[ મંદાક્રાંતા ]

વહાલી માતા! શિશુ સમયમાં બોલતો કાલું કાલું,
ચાંદા–પોળી વિવિધ રમતે દીધ લ્હાણી અનેરી;
અંકે પોઢી ખલલ કરતો નીંદ હું અધે ઘેરી,
એવાં મીઠાં સ્મરણ મહીં યે ન્યાળતો એક વ્હાલું
રૂડું આંક્યું મુજ જીવનમાં પોત તારું નિરાળું;
ને જાગંતી સ્મૃતિ મહીં સ્ફુરે કૈંક તારા સુનેરી
સંસ્કારોના, મૃદુલ સવિતા! બીજ તેં નિત્ય વેરી
પાળ્યાં, પોષ્યાં! અરર નગુણો, એ ઋણો કેમ વાળું?

મોંઘી માડી! જીવનભરતીઓટમાં તું જ ઇન્દુ,
તારી આણે મુજ ઉર ચડે ઊતરે ઊર્મિસિન્ધુ; ૧૦
મારે માટે સદય જનની! આંસુડાં કૈંક સાર્યાં,
મારે માટે સુખદુઃખ વળી તેં કયાં ના વિસાર્યાં?
માડી તારું સુભગ હસવું, કયાંય બીજે ન ભાળું:
મૂકું છું આ ચરણરજમાં લે સહી કૃત્ય મારું.

· ચન્દ્રવદન મહેતા ·



## — સમજૂતી —

૨૭ : 'દીધ લ્હાણી અનેરી' : જુદા જુદા પ્રકારનાં લાડ લડાવીને હે માતા! તેં મને બીજાથી ન અપાય એવા આનંદની ભેટ આપી. 'સંસ્કારોનાં બીજ' : હું નાનો હતો ત્યારથી તેં મારા મન ઉપર તારા સોનેરી સંસ્કારોની છાપ પાડવા માંડેલી. એ સદ્ગુણોનાં બીજ તું મારા મનરૂપી ખેતરમાં હંમેશા વેરતી અને તેને પાણી પાઈને તું મોટાં કરતી. એ બધું જ્યારે યાદ આવે છે ત્યારે હું એ બધું ઋણ કેમ વાળી શકીશ તે સમજાતું નથી. 'સવિતા' : કવિની માતાનું નામ. 'મૂકું છું આ' : લેખકના 'યમલ' નામના પુસ્તકની અર્પણપત્રિકા તરીકે આ કાવ્ય લખાયું છે; તેથી છેલ્લી લીટીમાં કવિ કહે છે કે આ પુસ્તક તારા ચરણમાં ધરું છું તે તું સ્વીકાર.

## — પ્રશ્નાવલિ —

૮. ભાઈબેનની સરખામણી કોની કોની સાથે કરી છે? એમાં સરખામણી કરવા જેવું શું છે?

૯. માતાને 'કલ્પ'ના ઝાડ તરીકે કવિ કેમ વર્ણવે છે?

૧૦. શિશુકાળનાં કયાં સ્મરણો કવિના મનમાં તાજાં થાય છે? માતાએ બાળકને ઉછેરવાને શું શું કર્યું? કવિ પોતાને 'નગુણો' શા સારુ ગણે છે? 'ન્યાળતો'નો પદચ્છેદ કરો. ઉપરનાં બે કાવ્યમાં માતા વિશેની તમને સૌથી વધારે ગમે એવી બબ્બે લીટીઓ દરેક કાવ્યમાંથી શોધી કાઢો અને લખો.



## ક થા ગી તો

**આ** પ્રકરણમાં કાવ્યમાં આલેખાયેલી બે રોમાંચક કથાઓ ઉતારી છે. વાર્તાના વિવિધ રસોનું આલેખન જુદા જુદા છંદોની મદદ વડે કવિ કેટલી અસરકારક રીતે કરી શકે છે તેનું ઉદાહરણ આ અને બીજાં કથાગીતો પૂરું પાડે છે.

**૧૧. ચિત્રવિલોપન:** આ કાવ્યનો વિષય એક રીતે જોતાં ઐતિહાસિક છે. ઈ. સ. ૧૮૫૩માં મુંબઈના એક સનદી નોકરની સ્ત્રી, બત્રીશ દિવસની બાળકી સાથે પોતાના પતિ આર્થર મેલેટને ત્યાં બાનકોટ જવા સારુ સાવિત્રી નદી ઓળંગતા ઓળંગતા, તેના મુખ આગળના દાંતામાં ખલાસી અને હોડીમાંનાં બીજાં માણસો સમેત ડૂબી ગએલી. બાનકોટના કબરસ્તાનમાં આ વિશેનો શિલાલેખ વાંચીને આ કાવ્ય લખાયેલું છે. કેટલાંક વચનો અને પ્રસંગો કલ્પિત છે.

**૧૨. કલ્યાણ:** રા. ચન્દ્રવદન ચીમનલાલ મહેતાનું દેશદાઝ અને શરાતનની પ્રેરણાથી ભરેલું આ કાવ્ય આ વિભાગમાં મૂક્યું છે, કેમકે તે વર્ષો પહેલાંની આપણી મનોદશાનો ખ્યાલ આપે છે. કવિ અને કાવ્ય આધુનિક છે છતાં કાવ્યપ્રસંગ કલ્પિત અને જૂનો છે. રજપૂતોની જાહોજલાલીનો જ્યારે સમય હતો ત્યારે વીરાંગનાઓ પોતાના એકના એક પુત્રને રણાંગણમાં જવા કેવી રીતે પ્રેરણા આપતી તે કલ્યાણની માતાના ઉદ્‌ગારો પરથી આપણે સમજી શકીએ છીએ. રા. મહેતાએ તે વખતના સમાજનો ચિતાર અત્યંત સરળ, છતાં વેગવાળા ને પ્રેરક શૈલીમાં આ કાવ્યદ્વારા આપ્યો છે.



### ૧૧
### ચિત્રવિલોપન

સન્ધ્યા રમાડે ધરીને ઉછંગે
આ શુક્રતારાકણીને શી રંગે !
ને સિન્ધુમાં ગૂઢ થઈ ગયેલો
જોતી રહી રસથકી રવિનાથ પેલો.

પ્રીતેથી પીતી સુખ વર્તમાન,
ને ભાવિનાં રમ્ય સુણંતી ગાન,
સ્વપ્ને ન જોતી અતિ ગૂઢ ઘેરું
એ ચિત્ર દૂર વસતું લયકાળ કેરું.

સાવિત્રી સિન્ધુમાં વહેતી, તરંગો ઊછળે તહીં;
નાવડું નાચતું તેમાં આવતું જો! દીસે અહીં.
યુવતી તે વિશે બેઠી બાળકી છાતીએ ધરી;
પ્રેમવાત્સલ્યના ન્હાના અમોલા શા વહ્યા ઝરી.
"નાવડું હંકારજો વેગથી, સંભાળથી,
ઓ ખલાસી કુશળ ઓ! આ મોંઘી છે મુજ બાળકી.
લાડકી મુજ જગ વિષે આવી એક જ માસથી,
તોય મુજ હઈડે વસી દિન અણગણ્યા ત્યમ ભાસતી.
સિન્ધુતટ પેલો ઊંચે દુર્ગ પર્વત ટોચ જે,
તાત ત્યાં તુજ વાટડી જોતા ઊભા ધરી મોદને.
થાશું ભેળાં ક્ષણ મહીં, દીર્ઘ વિરહ જ છેદીને,
પ્રથમ દર્શન આંકતાં, કંઈ ચુંબનો કરશે તને. ૨૦
નાવડું આ સિંધુમાં ઊછળે કંઈ વેગથી,
હૃદય પણ મુજ નાચતું દે તાલ તેને પ્રેમથી.
પ્રેમસાંકળ જે રૂડી મધુર બે અમ – ઉરની,
બીડતી દૃઢ તેહને તું કનક – કડી વણમૂલની.
દુર્ગ પર જો! ફરફરે ધવલ કર – અંચલ ન્હણે;
હઈડું આ કંઈ થરથરે, ને પ્રેમમંત્રો શા ભણે!
હા! મીઠું બુલબુલ માહરું! કૂજતું કલરવ કરે,
લાડકી! તુજ એ અમી પીતાં ન મન તૃપ્તિ કરે.
તાતને તુજ કૂજનો એ રૂડાં તું સુણાવજે,
મર્ત્યલોકે સ્વર્ગની કંઈ દીપ્તિ ક્ષણ ઝળકાવજે. ૩૦
મીઠડી જો વ્યોમમાં શુક્રકણી શી શોભતી!
હા! કદાપિ મુજ લાડકી એથી રુચિર અદકી અતિ.

ભૂત ભાવિ ભૂલતી, સુખહિંડોળે ઝૂલતી,
સંગ લઈ મુજ પૂતળી આનંદસિંધુ હું બૂડી."
"ઓ! આ આમ એકાએક નાવડું વાંકું વળિયું છેક!
ધાઓ અરે જીવનનાથ! લાડકી! ભર્ય તું મુજને બાથ!
'ખલાસી! બચાવો!' અરે! કોઈ આવો!
દયાસિંધુ! આવું! શિશુ સાથ લાવું!"
નિમિષ મહીં જ ડૂબ્યું નાવડું સિંધુમાંહીં,
મધુર સુખછબીઓ તે ગઈ જો! ભુસાઈ! ૪૦
ઉદધિ–ઉદર સંધ્યા શુક બંને સમાયાં,
તિમિર મહીં જ ગૂઢાં સિંધુએ ગાન ગાયાં.

· નરસિંહરાવ દીવટિયા ·

★

૧૨

## કલ્યાણ

[ઇન્દ્રવજ્રા]

ઇલા! સ્મરે છે અહીં એક વેળા,
આ ચોતરે આપણ બે રમેલાં;
દાદાજી વાતો કરતા નિરાંતે,
બેઠેલા જમીને અહીં રોજ રાતે.
કૈં વર્ષ પહેલાં અહીં યુદ્ધ જામ્યાં,
ને વીર કૈં અક્ષય કીર્તિ પામ્યા;
આ ગામનો એક હીરો હણાયો,
'કલ્યાણચોરો' અહીં આ ચણાયો.

કલ્યાણ નામે અહીંનો સિપાઈ,
જે યુદ્ધમાં એક ગયો હણાઈ;
કેવી હતી અંતર દેશદાઝ!
એનો કહું હું ઇતિહાસ આજ.

એ ટેક ને શૌર્યતણો જમાનો,
સાંખી શકે વીર ન એક ટાણો;
ના યોગ કે કાળ કંઈ વિચારે,
ને પાર ધાર્યું મનનું ઉતારે.

ખૂણે ખૂણે યુદ્ધનિશાન વાગે,
કુટુંબનો એક સપૂત માગે;
ને એમ અર્પે સહુ સર્વ શક્તિ,
એવી હતી ઉત્તમ દેશભક્તિ.

કલ્યાણને કેવળ વૃદ્ધ માત,
હૈયે હતી એક વિયોગ વાત;
કલ્યાણ તો એકલ આશ જેની,
ચિંતા ધરે એ દિનરાત તેની.

'બચ્ચા ઊઠો!' એમ સિપાઈમાતા ૨૫
બોલી ય ડંકા રણના સુણાતાં;
'ને ભાઈ! યુદ્ધે મુજની તું ચિંતા
સ્હેજે ન; તારે શિર છે નિયંતા.

બેટા ઉમંગે રણમાં સિધાવો,
સિપાઈમાતાકુખ આ દીપાવો;
દાદાતણો યે રણમાંહીં સાખો,
જીતી મરી વા કુળલાજ રાખો.

તારા પિતાએ કંઈ યુદ્ધ ખેલ્યાં,
ને હાય! એણે તહીં પ્રાણ મેલ્યા;
આશિષ દેતાં તુજ તાત જાતો,
તું તો હજી આંગણ ખેલતો'તો.

છે કર્જ ભાઈ! કરવી અદા એ,
ને ધ્યાન માનું ધરજે સદા યે;
જો સ્હાય માતા, દિન આજ સારો,
ને વાળ વાંકો ય ન થાય તારો.

ને રંક માતા તુજ રંક વેશ,
તું રંક એથી નહીં રંક દેશ;
શું રંક એથી તુજ દેશભાવિ?
શોભાવ બેટા! પળ ધન્ય આવી.

સાચો સિપાઈ નહીં શક્તિ ઓદ્ધો
જુએ, ઘૂમે એ થઈ વીર જોદ્ધો;
જે મર્દ બચ્ચો, રણમાં ડગે ના,
પાછો હઠે કે ભયને ગણે ના.

જ્યારે વળી યુદ્ધવિરામ થાશે,
ચૌટે છચોકે ગરબા ગવાશે;
એ હોંશ હૈયે ધરી હું ય જીવું,
આજીવિકા માટે જ વસ્ત્ર સીવું. ૫૦

ને કીર્તિ તારી જગમાં ગવાશે,
એ કીર્તિપ્રેમી કંઈ વીર થાશે;
આદર્શ તારો વળી ભાવિ વાત;
એથી વધારે શી મને નિરાંત?

બેટા! ઊઠો, દેશ સપૂત માગે,
ચૌટે બધે ચોક નિશાન વાગે;
ના ધર્મમાં ઢીલ જરા કરાય,
શું દેશદ્રોહી મુજ પુત્ર થાય?'

કલ્યાણ હૈયે હતી દેશદાઝ,
વ્હાલી હતી એ થકી કુળલાજ;
માતાતણાં વેણ સુણી ઊઠ્યો એ,
ને કુળદેવી સ્મરીને નમ્યો એ.

'ઓ પુણ્યશાળી મુજ માતૃભોમ,
એ દાઝ જાગો મુજ રોમરોમ;
હા, દેશ મારો, મુજ દેશભક્તિ,
એ દેશ સાટે મુજ સર્વ શક્તિ.

કલ્યાણ માથે શિરપેચ બાંધે,
ને વૃદ્ધ માતા તલવાર બાંધે;
વેર્યાં પછી ત્યાંહીં શકુનથાળ,
બાથે લપેટ્યો નિજ એક બાળ.
ને ગ્રામનાકે તહીં પુત્ર – માતા
આવી ઊભાં, જ્યાં જયગીત ગાતા
કૈં વીર જેનું રણશૂર ખૂન, ૭૫
સ્વાતંત્ર્યની કેવળ એક ધૂન.

× × ×

સૌ યુદ્ધ અંતે પુરપાટ હાંકે,
ને વૃદ્ધ માતા ગઈ ગ્રામનાકે;
ત્યાં વૃદ્ધ માતા નિજ પુત્ર ધારી,
'કલ્યાણ! કલ્યાણ!' વદે બિચારી.

ને – ને અહો યુદ્ધ જીતી પધારે!
સૌ ગ્રામહૈયાં ઊભરાય ત્યારે;
એ હર્ષઘેલાં સહુ લોક દોડે,
વ્હાલાંતણાં નામ જપાય મોઢે.

ત્યાં સૈન્યનો નાયક બોલ બોલ્યો,
એણે જ પ્હેલો જયભેદ ખોલ્યો;
કલ્યાણ હીરો રણમાં હણાયો,
પ્હેલો ધસ્યો એ જય તો ગણાયો.

કલ્યાણમાતા હતી હર્ષઘેલી,
એણે સુણી'તી જય વાત પ્હેલી;
એ હર્ષ ને શોક અપાર ટાળ્યો,
કલ્યાણપંથે નિજ પંથ વાળ્યો.

. . .

કલ્યાણ તો અક્ષય કીર્તિ પામ્યો,
ને આત્મ એનો સ્વરગે વિરામ્યો;

કલ્યાણચોરો અહીં આ ચણાયો;<br>
ને આત્મ એનો સહુમાં વણાયો.

આવે ફરી યુદ્ધ પ્રસંગ જ્યારે,<br>
સૌ વીર એની અહીં ભસ્મ ધારે;<br>
ને ભસ્મ ધારી રણમાં પધારે,<br>
કલ્યાણકીર્તિ હજી યે વધારે. ૧૦૦

· ચન્દ્રવદન મહેતા ·

## — સમજૂતી —

૧૧ : 'શુક્રતારાકણી' : સંધ્યા સમયે જ્યારે સૂર્ય આથમે છે, ત્યારે થોડો વખત શુક્રનો તારો દેખા દે છે. આ કડીમાં સંધ્યા, શુક્રતારાકણી અને રવિનાથ, કાવ્યનાં ત્રણ પાત્રો – નાયિકા, એની બાળકી અને નાયિકાના પતિ–નું સૂચન થાય છે. સંધ્યાને જેમ શુક્રના તારાને ખોળામાં લઈને ઉમંગભેર રમાડતી તથા સમુદ્રમાં અદૃશ્ય થઈ ગયેલા સૂર્યને જોતી કલ્પે છે; તેવી જ રીતે નાયિકાને પોતાના ખોળામાં પોતાની બાળકીને પ્રેમથી રમાડતી, ક્ષિતિજમાં અદૃશ્ય રહેલા પોતાના પતિને મળવાને ઉત્સુક બનેલી કવિ કલ્પે છે, 'દિન અણગણ્યા' : આ બાળકનો જન્મ થયાને એક જ મહિનો થયો હોવા છતાં એની પાછળ પ્રેમથી ગાંડી બનેલી માતાને તે જાણે અગણિત દિવસોનો પ્રેમ હોય એવું લાગે છે. 'કનક–કડી' : નાયિકા પોતાની પુત્રીને સંબોધીને કહે છે કે, સોનાની કડી જેવી તું તારા પિતા અને મારા હૃદય વચ્ચે જે પ્રેમ – સ્નેહ – રૂપી સાંકળ છે તેનું અમૂલ્ય અને દૃઢ સંધાણ છે; અર્થાત્, પતિપત્ની વચ્ચે સ્નેહ તો મૂળથી જ હતો, તેમાં આ બાળકીના જન્મથી વધારો થયો. 'મર્ત્યલોકે' : બાળકીના મીઠા હુંકારાને પક્ષીઓના ગાન સાથે સરખાવ્યું છે, અને તેથી તેને 'કૂજન' કહ્યું છે. વળી એ કૂજનને કવિ સ્વર્ગીય ગણે છે. માતા પોતાની બાળકીને સંબોધીને કહે છે કે,'તારા કૂજન વડે આ પૃથ્વી ઉપર સ્વર્ગના તેજનો પ્રકાશ પાડજે.' 'આનંદસિંધુ' : પોતાની નવી પુત્રીને લઈને પતિને મળવાના હર્ષમાં આ બાઈ બધું ભૂલી ગઈ. એ સુખના વિચારમાં ને વિચારમાં તે આનંદરૂપી સાગરમાં ડૂબી ગઈ. બીજી ક્ષણે તો નાવડું વાંકું વળ્યું ને ખરેખરા સિંધુમાં બધાં માણસો સાથે ડૂબ્યું. 'ઉદધિ–ઉદર' : ઉદધિના ઉદરમાં અર્થાત દરિયામાં, સંધ્યા અને શુક્રનો તારો ડૂબી ગયાં. જે સંધ્યા અને નાયિકા દૂર પડેલો લયકાળ વીસરીને વર્તમાન સુખમાં જ આનંદ માણતાં હતાં તેમનો બંનેનો નાશ થયો.

૧૨ : 'હૈયે હતી એક વિયોગ વાત' : કલ્યાણ નામના સિપાઈને સગાંસંબંધીમાં માત્ર એક વૃદ્ધ માતા જ હતી. એ વૃદ્ધાને ય એ પુત્ર જ જીવનની એક માત્ર આશા હતી, ને એ દિનરાત એને વિષે જ ચિંતા કરતી. ટૂંકમાં, કલ્યાણ એની માતાનું સર્વસ્વ હતો. છતાં શૌર્ય ને ટેકના તે જમાનામાં પુત્રપ્રેમ કરતાં દેશદાઝની કિંમત વધારે અંકાતી. આથી જ્યારે દરેક કુટુંબમાંથી એકેક સપૂતની માગણી થઈ ત્યારે, પુત્રનો અસહ્ય વિયોગ ખમવો પડે એવી દશા હોવા છતાં, પોતાના એકના એક લાડકવાયા પુત્રને એ વૃદ્ધાએ યુદ્ધ માટે સજ્જ કર્યો. 'શું રંક એથી તુજ દેશભાવિ ?' : વૃદ્ધા કહે છે કે 'તારી મા ગરીબ હોય, તારો પોષાક ને દેદાર ગરીબાઈ સૂચવતાં હોય, તું જાતે ગરીબ હોય તેથી શું દેશ અને દેશનું ભાવિ ગરીબ કહેવાય ? આ એક એવી ધન્ય પળ—ધન્ય અવસર—આવ્યો છે કે જ્યારે આ ભૂમિનાં ગરીબ સંતાનો પણ દેશનું ભાવિ પોતાના શૂરાતનથી ઉજ્જ્વળ બનાવી શકશે; માટે એ તકનો ઉપયોગ કર ને તેને શોભાવ. 'ને આત્મ એનો સહુમાં વણાયો' : રણસંગ્રામમાં એનો દેહ પડયો છતાં દેશને માટે આત્મબલિદાન આપવાનો એનો જીવનમંત્ર એ બીજાને માટે વારસામાં મૂકતો ગયો; ગામના બીજા લોકોએ એનો દેશદાઝનો જુસ્સો પોતાના આત્મા સાથે વણી લીધો—તેમની રગેરગમાં એ જુસ્સો વહેવા લાગ્યો. આથી કલ્યાણ અમર કીર્તિ પામ્યો.

## — પ્રશ્નાવલિ —

૧૧ : નાયિકા પોતાની નાની બાળા માટે કેવા કેવા વિચારો કરે છે ? એને આનંદસિંધુમાં ડૂબી ગયેલી શા સારુ કહી છે ? બાળકીને શેની કનક–કણી ગણી છે ? શા માટે ? નાયિકા અને સંધ્યા વચ્ચે સરખામણી કરવા જેવું શું છે ? 'ઉદધિ–ઉદર સંધ્યા' થી શરૂ થતી બે લીટીઓ બરાબર સમજાવો.

૧૨ : વૃદ્ધ માતાએ કલ્યાણને આપેલા બોધમાંથી જે કડીમાં સિપાઈધર્મ સરસ રીતે સમજાવ્યો હોય તે ઉતારો. કલ્યાણ રણમેદાનમાં ઘૂમતો હશે ત્યારે એની માતા શી આશા પર જીવી હશે ? કલ્યાણે કુળદેવીની પ્રાર્થના કરીને શું માગ્યું ? ગામનાં માતા પુત્રે શું જોયું ? યુદ્ધને અંતે સૈન્ય પાછું ફરવાનું હશે તે વખતની લોકોની સ્થિતિનો ચિતાર આપો. 'એ હવે ને શોક...પંથ વાગ્યો.'— આ બે લીટી સમજાવો. કલ્યાણ અક્ષય કીર્તિ કેવી રીતે પામ્યો ? કલ્યાણના જમાનામાં લોકો કઈ ભાવનાને વિશેષ મહત્ત્વ આપતા ? એને વ્યવહારમાં ઉતારવાને એમને શું કરવું પડતું ? દેશદાઝની પ્રેરણા આપે એવી લીટીઓ આ કાવ્યમાંથી વેગી કરો






કુદરતના મનોહર દૃશ્યો તો તમે ઘણીવાર ઘણે સ્થળે જોયાં હશે. સાંજના સમયે નદીકિનારે કે દરિયાકાંઠે તમે ગયા હો અને સૂર્ય અસ્ત થવાની અણી પર હોય ત્યારે આકાશ વિવિધ રંગોથી કેવું આકર્ષક બને છે! ચાંદરણી રાત હોય, બધે નીરવ શાંતિ ફેલાયેલી હોય, અને પાણીના ઝરામાં ચન્દ્રનું નિર્મળ પ્રતિબિંબ પડતું હોય તેવે પ્રસંગે પણ આપણને કેટલો આનંદ થાય છે! વર્ષા અને વસંત ઋતુમાં વનનો દેખાવ કેવો મનોહર હોય છે! કોયલના ટહુકાર કેવા મધુર લાગે છે! આવા રમણીય દેખાવોનું વર્ણન કરતાં કાવ્યો પ્રકૃતિકાવ્યો તરીકે ઓળખાય છે. આપણા અનેક કવિઓએ આવાં પ્રકૃતિચિત્રો પોતાનાં કાવ્યમાં ચીતર્યાં છે. એમાંનાં થોડાંક અહીં ઉતાર્યાં છે.

**૧૩. ચન્દ્રોદય:** આ કાવ્ય અનેક આકર્ષક શબ્દચિત્રો ને ઉપમાઓથી ભરપૂર છે. કવિવર દલપતરામ ડાહ્યાભાઈની કવિતા સરળ ભાષા માટે પંકાએલી છે. પરંતુ આવાં કાવ્યો એમનામાં રહેલી ઉત્તમ પ્રકારની કવિત્વશક્તિનો આપણને પરિચય કરાવે છે. એક વાર કવિ કલ્પના કરે છે કે પૂર્ણિમાનો આ ચન્દ્ર રતિરાયના વાણી માટે પાતાળમાંથી

મોકલાયેલી સુવર્ણથાળી છે: ત્યારે બીજી વાર કવિ કહે છે કે સેનાપતિ ચન્દ્ર પોતાના અસંખ્ય તારાઓ રૂપી સૈનિકોની સાથે રવિને જીતવાને પૂર્વ દિશામાં ચડી આવ્યો છે! આ અને આવી અનેક કલ્પનાઓ કાવ્યને અત્યંત રસિક બનાવે છે.

**૧૪. વસંતની સવારી:** વસંત ઋતુ સર્વ ઋતુઓમાં શ્રેષ્ઠ મનાય છે. એનુ આગમન કુદરતમાં અનેક મહત્ત્વના ફેરફારો કરાવે છે. વૃક્ષો, વનસ્પતિ, ફળફૂલ, બધાંને વસંત ઋતુ નવજીવન આપે છે; મનુષ્ય માત્રને નવો ઉત્સાહ આપે છે. એવી વસંત ઋતુની સવારીનું વર્ણન આપણા એક જાણીતા સાહિત્યકાર આ કાવ્યમાં કરે છે. વસંતની સર્વવ્યાપી પ્રફુલ્લતા આ કાવ્યમાં સરસ રીતે ચીતરવામાં આવી છે. વળી કાવ્યનું સંગીત પણ મુગ્ધ કરે એવું છે.

**૧૫. પ્રભાત:** સૂર્યોદય થાય ત્યારે આકાશમાનો ચન્દ્ર ઝાંખો પડી જાય છે; તારાઓ અદૃશ્ય થાય છે. વધારે તેજસ્વી પદાર્થ આગળ ઓછા તેજવાળી ચીજો ઝાંખી લાગે એ કુદરતી છે; છતાં સૂર્યરૂપી સિંહના આગમનથી ભયભીત થઈને ચન્દ્ર અને તારાઓ છુપાઈ ન જતાં હોય એવી કલ્પના કવિ કરે છે.

**૧૬. તારાને:** આકાશમાંના તારાઓને સંબોધાયેલું આ કાવ્ય કેટલું આકર્ષક છે? તારાઓને જોઈને બાળકને જે કાંઈ જાણવાની જિજ્ઞાસા થાય તેનો આ કાવ્યમાં સમાવેશ થયો છે. તારાઓને તેજ આપનાર, એની માળા ગૂંથનાર ક્યાં છુપાઈ રહ્યો છે એ પ્રશ્ન જુદા જુદા સ્વરૂપમાં પુછાયો છે. ઈશ્વર ક્યાં છે તેની કવિ તારાઓ પાસે તપાસ કરે છે અને એની મંડળીમાં પોતાને લઈ જવાની માગણી કરે છે. શ્રી. સ્નેહરશ્મિ, તે શ્રી. ઝીણાભાઈ રતનજી દેસાઈ અમદાવાદના શ્રી. ચીમનલાલ નગીનદાસ વિદ્યાલયના આચાર્ય છે અને એમણે કવિ તેમ જ નવલિકાકાર તરીકે સારી ખ્યાતિ સંપાદન કરી છે.

**૧૭. વસંતપ્રાણ:** વસંત ઋતુ વિષેનું આ એક બીજું કાવ્ય છે. પણ લખાવટની રીતમાં તે વસંતની સવારીથી જુદું પડે છે. પહેલા કાવ્યમાં કુદરતના સુંદર ફેરફારોનું અને જીવનના ઉમંગનું વિવિધ વર્ણન છે.: આ કાવ્યમાં કવિ વનોની વાડીઓમાં અને ક્યારીઓની વેલીઓમાં વસંતના પ્રાણને

ફૂલો રૂપે ખીલતો જુએ છે તથા પરાગના મધને જ્યારે એકઠું કરે છે, ત્યારે એમને શંકા થાય છે કે મધરૂપે મેળવેલો એ વસંતનો પ્રાણ કોને અર્પણ કરવો ? બીજા કોને ? વસંતની વાડીઓનો જે માળી હોય તેને. આમ આ કાવ્ય કવિના અંતરનો ઉદ્ગાર છે. આમાં પણ વસંત ઋતુનું ઘેરું વાતાવરણ અને વહેતું ચૈતન્ય લાગ્યા વગર રહેશે નહીં. આ કાવ્યના લખનાર શ્રી. દેશળજી પરમાર તમને જાણીતા છે. એઓ હાલ સૂરતના પત્રકારિત્વમાં પોતાનો ફાળો આપી રહ્યા છે.

**૧૮. તેજનાં સિંહાસનો :** 'પ્રભાત'ના કાવ્યમાં કવિ પ્રભાતના સૂર્યદેવને ઉગ્ર સ્વરૂપે નિહાળે છે, જ્યારે આ કાવ્યના યુવાન કવિ એનાં સૌમ્ય, શાંત અને મનોહર દર્શન કરે છે. સૂર્યોદય સમયના આકાશમાંના વિવિધ રંગોથી મુગ્ધ બનીને રા. સ્નેહરશ્મિની માફક આ કવિ પણ પ્રશ્નો પૂછવા બેસી જાય છે.

> સરજે છે કોણ પણે તેજનાં સિંહાસનો
> કિરણો ગૂંથે છે કોણ કીકીએ જી રે ?
> રૂપેરી વાદળીના સોનેરી લોચનો,
> ચીતરે છે કોણ દેવપીંછીએ જી રે ?

ભાઈ શ્રી. ઇન્દુલાલ ગાંધી કાઠિયાવાડના વતની છે, પણ હાલ કરાંચીમાં રહે છે. એમણે કાવ્યો ઉપરાંત અનેક નાટકો પણ લખ્યાં છે.

**૧૯. મધરાતે :** મધરાતના હુબહુ વર્ણનથી આ કાવ્ય ખાસ આકર્ષક બન્યું છે. મધ્યરાત્રિની નીરવ શાંતિ કવિ કેટલી અસરકારક રીતે પણ સરળ ભાષામાં વર્ણવે છે ?

> મૂર્છાપીડિત પૃથ્વી પડી છે,
> પર્વતમાળા સ્તબ્ધ ઊભી છે,
> નિશ્ચેતનતા જામી ગઈ છે,
> કાળી મધરાતે.

ભાઈ શ્રી. પૂજાલાલ વીસમી સદીના યુવાન કવિ છે. તેઓ શ્રી. અરવિંદ ઘોષના પરમ ભક્ત છે, ને હાલ પોંડીચેરીમાં તેમના આશ્રમમાં જ રહે છે.

卐

## ૧૩

## ચન્દ્રોદય

[ ઉપજાતિ ]

ઊગ્યો શશી પૂરવ દિશ એવો,
આકાર આદિત્ય જણાય જેવો;
જાણે મહારાયનું રૂપ ધારી,
આવ્યો પ્રજાને ઠગવા રબારી.—ઊગ્યો૦

પાતાળમાં પન્નગરાય ગાજે,
તેણે સજાવી રવિરાય કાજે;
વાળુની વેળા નજરે નિહાળી,
આ મોકલી એક સુવર્ણથાળી.—ઊગ્યો૦

શશાંકનું સુંદર બિંબ જોઈ,
કહે વિચારી કવિ એક કોઈ; ૧૦
પાતાળમાં શું નટવો નચાવ્યો,
તેણે જ આ થાળ ઊંચો ઉડાવ્યો.—ઊગ્યો૦

શશાંકનું તેજ બધે છવાયું,
જાણે હવે રાજ્ય નવું સ્થપાયું;
તારા નિહાળ્યે ન જણાય ઝીણા,
જાણે દબાયા નૃપ જોરહીણા.—ઊગ્યો૦

આકાશ સંપૂર્ણ સુધાંશુ શોભે,
જોતાં જનોનાં બહુ ચિત્ત લોભે;
જાણે નિશાસુંદરી એક એ છે,
તેજસ્વી તેનું મુખ સ્વચ્છ તે છે.—ઊગ્યો૦

તારા શશીથી અતિ છેક દૂર,
તથાપિ દીસે શશીની હજૂર;
જાણે રવિને જીતવા લડીને,
આવ્યું શશીસૈન્ય બધું ચડીને.—ઊગ્યો૦

શશાંકમાં શામળ ડાઘ જોઈ,
કહે વિચારી કવિરાજ કોઈ;
આદર્શ જેવો શશી સ્વચ્છ એ છે,
તેમાં ભૂમિનું પ્રતિબિંબ તે છે.—ઊગ્યો૦

બીજો કહે છે નભપત્ર આ છે,
તારા નહીં, અક્ષર તે લખ્યા છે; 30
મહોર ઇંદુ પ્રભુની પવિત્ર,
તેમાં મૃગાકાર વિચિત્ર ચિત્ર.—ઊગ્યો૦

· દલપતરામ ડાહ્યાભાઈ ·



૧૪

## વસંતની સવારી

પચરંગી પટકુળ ધારી
દીપે કુદરત આ રતે ન્યારી. ટેક.

કુમળાં ચળકતાં વૃક્ષે સૂજયાં નવપલ્લવ જૂનાં ઉતારી,
આંબે મોર અથાક જ ઝૂકે જાણે કલગીઓ સારી.
વસંતની આવી સવારી—દીપે૦

વીંટી વળી વેલી સૌ સૌને વૃક્ષે હસ્ત પ્રસારી,
ફૂલના ઝૂમખેઝૂમખાં જે પર રંગી બેરંગી અપારી.
ઝૂલે ઝાડી ફૂલ ભરી ભારી—દીપે૦

ફૂલ ભરી ડાળો ડાલે ખરે ફૂલ પથરાઈ ફૂલની પથારી,
ભ્રમર હજારો ગુંજાર કરંતા સુગંધી લેતા ગયા હારી. ૧૦
બધું રહ્યું જ મ્હેક જ્યાં મારી–દીપે૦

ફૂલ ભરી ડાળો ડોલે, હિંડોળે પોપટ મેના પ્યારી;
ને નવરંગી અવર બહુ પંખી મધુર કરે રતવારી.
કોયલની છે બલિહારી–દીપે૦

કોયલો કૂક કૂકૂ કૂક કરી રહે પંચમસુર અનુસારી,
ઘટ્ટ ઘટામાં પડઘા પડે ને કુંજ દીપી રહી સારી,
મનોહર કામણગારી !–દીપે૦

ઊગ્યા ગુલાબ ને આવી ગુલાબી ટાઢની તો હવે વારી,
વાયે સવારમાં મંદ સુગંધિત શીતળ સમીર સુખકારી.
અંગે ઉમંગ વધારી–દીપે૦ ૨૦

· નવલરામ લક્ષ્મીરામ પંડ્યા ·




૧૫

સ્હામેથી દૂર થકી નીરખી સૂર્યસિંહ,
તેજસ્વી યાળ, ભરી ફાળ, કરાળ દેહ;
આવંત અગ્નિભરિયાં ધરી નેન તાતાં,
અંગો બધાં ઝળકતાં રુધિરેથી રાતાં.

એવો નિહાળી ભયભીત શશી થઈને,
ધોળી સમસ્ત નિજ ગાય લઈ લઈને;
વાડો જ ગોળ નિજ તે મહીં પૂરી આ તો,
જો મંદકાંતિ થઈ આમ લપાઈ જાતો!

ને તારલા હરણટોળું ભયેથી ફીકું,
જો આમતેમ અહીં નાસતું વેગથી શું; ૧૦
ને મેઘઝાડી થકી નીકળી સિંહ પેલો,
જો એકલો નભ વિશે વિચરે શું ઘેલો!

· નરસિંહરાવ દીવટિયા ·



૬૬

## તારાંને

ઝગમગતા ઓ તારા! વરસાવી અમૃતધારા,
અમને ગીતો સુણાવી છાના જાવને!
પાંપણ ઝીણી ખોલી, દેવોની વાણી બોલી;
અમને દૈવી સંદેશા આપી જાવને!

સ્હાંજે કાં તમે ઊગતા? દિવસે ક્યાં નિત જાવ!
અમથી છાના એકલા, ખેલો શા શા દાવ?

ઓ તેજભર્યાં નભમોતી, દે કોણ તમોને જ્યોતિ?
અમને છૂપા એ ભેદો છાના કે'વને!
તમ માળ રૂડી ગૂંથી, ગૂંથનારો રહે ક્યાં છૂપી?
અમને તેના હૈયાની વાતો કે'વને? ૧૦

અમને ઓ નભ–તારલા! લઈ જઈ ઊંચે વ્યોમ;
હોંશે તમ સરખા કરી દેખાડો તમ ભોમ!

આકાશી ઓ ગાયો! ગોવાળ ક્યાં સંતાયો?
જરા થોભી કંઈ વાતો તેની કે'વને!

ઉષાની ઓઢણીની કોર ભરી કેસુડે,
સૂરજમુખીની લાલ પાનીઓ જી રે;
અંબોડે વેણીમાં ફૂલ ભર્યાં મોગરે,
ઊડે પરાગની ફુવારીઓ જી રે.

સરજે છે કોણ પણે તેજનાં સિંહાસનો,
કિરણો ગૂંથે છે કોણ ફીકીએ જી રે? ૧૦
રૂપેરી વાદળીનાં સોનેરી લોચને,
ચીતરે છે કોણ દેવપીંછીએ જી રે?

· ઇન્દુલાલ ગાંધી ·

卐

૧૯

## મ ધ રા તે

[અંજની]

ખાવા ધાતા આ અંધારે
તારલિયા ચમકારા મારે;
તમરાંઓ ભયથી ચિત્કારે,
કાળી મધરાતે. ૧

ઘૂઘૂ ઘૂઘૂ ઘૂવડ ઘૂરે,
કંસારી કચમચતી સૂરે;
જગત તિમિરના ભારે ઝૂરે,
કાળી મધરાતે. ૨

થંભ્યા છે વાયુના વેગો,
બંધ પડી વૃક્ષોની વાતો;
રડતી મંદ વહે સરિતાઓ,
કાળી મધરાતે. ૩

મૂર્છાપીડિત પૃથ્વી પડી છે,
પર્વતમાળા સ્તબ્ધ ઊભી છે;
નિશ્ચેતનતા જામી ગઈ છે,
કાળી મધરાતે. ૪

શમશમ શૂન્યાકાર બધે છે,
અંતરમાં પડઘા ઊપડે છે;
ભેદી પ્રશ્નો તરવરી રહે છે,
કાળી મધરાતે. ૫

· પૂજાલાલ ·



— સમજૂતી —

૨૪ : 'પંચમસુર અનુસારી' : નાગરી ભાષાનું એક સૂત્ર છે : 'પૂર્ણે વસંતસમયે કોકિલા વદતી પંચમ' : સ્વરસપ્તકમાંના દરેક સ્વરના પ્રતિનિધિ તરીકે એકેક પશુ કે પંખી કલ્પવામાં આવ્યું છે. આ માન્યતા પ્રમાણે પંચમસુર (પ) સાથે કોયલનો સબંધ બંધાયેલો છે. બીજાં પ્રાણીઓ સ્વરાનુક્રમે આ પ્રમાણે છે: મોર, ગાય, બકરો, ક્રૌંચ, ઘોડો ને હાથી.

૨૫ : 'અગ્નિભરિયાં' : સવારનો સૂર્ય રાતો હોય છે, તેથી કવિ એમ કલ્પે છે કે એ લાલચોળ નયન સાથે, ગુસ્સાને લીધે લાલચોળ બનેલા અંગ સાથે, મોટાં મોટાં પગલાં ભરતો ધસી આવે છે. 'હરણટોળું' : જેમ સિંહના આવવાથી હરણો નાસભાગ કરે, તેમ સૂર્યના આગમનથી તારાઓ લપાઈ જાય છે.

૨૭ : 'સુશોભન સાથિયા થાય' : મધની ધાર પડવાને લીધે સાથિયાના આકારની શોભીતી ભાત પુરાય છે 'ઝગમગ નેણે ઝૂલે જલદીવડા' : નદીના જળપ્રવાહ ઉપર દીવા મૂકીએ ને જેવા ડોલતા વહે એવા મિત્રપ્રાણીની આંખોમાં તેજના દીવા ઝૂલે છે.

૧૯ : 'અંતરમાં પડઘા ઊપડે છે' : આસપાસ સર્વત્ર શાંતિ ફેલાયેલી હોય ત્યારે મનમાં ધડમથલ શરૂ થાય છે. જાતજાતના વિચારો આવે છે, ને અનેક પ્રશ્નો–ભેદી, ગૂઢ ને ન સમજાય એવા પ્રશ્નો–ઊભા થાય છે.

ઉષાની ઓઢણીની કોર બની કેસુડે,
  સૂરજમુખીની લાલ પાનીઓ છે રે;
અંબોડે વેલીમાં ફૂલ બધાં મોગરે,
  ઊડે પરાગની ફુવારીઓ છે રે.

સરજે છે કોણ પણ તેજનાં સિંહાસનો,
  ફિરકો ગૂંથે છે કોણ ઘીઘીએ છે રે? ૧૦
રૂપેરી વાદળીનાં સોનેરી લોચને,
  ચીતરે છે કોણ દેવપીંછીએ છે રે?

- ઇન્દુલાલ ગાંધી -

卐

૧૯

## મધરાતે

[ઝાંઝની]

ખાવા ધાતા આ અંધારે
તારલિયા ચમકારા મારે;
તમરાંઓ ભયથી ચિત્કારે,
  કાળી મધરાતે. ૧

ઘૂપ્ ઘૂપ્ ઘૂવડ ઘૂરે,
ક્યારી કચમચતી સૂરે;
જગત તિમિરના ભારે ઝૂરે,
  કાળી મધરાતે. ૨

થંભ્યા છે વાયુના વેગો,
બંધ પડી વૃક્ષોની વાતો;
રડતી મંદ વહે સરિતાઓ,
  કાળી મધરાતે. ૩

મૂર્છાપીડિત પૃથ્વી પડી છે,
પર્વતમાળા સ્તબ્ધ ઊભી છે;
નિશ્ચેતનતા જામી ગઈ છે,
કાળી મધરાતે. ૪

શમશમ શૂન્યાકાર બધે છે,
અંતરમાં પડઘા ઊપડે છે;
ભેદી પ્રશ્નો તરવરી રહે છે,
કાળી મધરાતે. ૫

• પૂજાલાલ •



— સમજૂતી —

૧૪ : 'પંચમસુર અનુસારી' : નાગરી ભાષાનું એક સૂત્ર છે : 'પૂર્ણે વસંતસમયે કોકિલા વદતી પંચમ' : સ્વરસપ્તકમાંના દરેક સ્વરના પ્રતિનિધિ તરીકે એકેક પશુ કે પંખી કલ્પવામાં આવ્યું છે. આ માન્યતા પ્રમાણે પંચમસુર (પ) સાથે કોયલનો સબંધ બંધાયેલો છે. બીજાં પ્રાણીઓ સ્વરાનુક્રમે આ પ્રમાણે છે: મોર, ગાય, બકરો, ક્રૌંચ, ઘોડો ને હાથી.

૧૫ : 'અગ્નિઝરિયાં' : સવારનો સૂર્ય રાતો હોય છે, તેથી કવિ એમ કલ્પે છે કે એ લાલચોળ નયન સાથે, ગુસ્સાને લીધે લાલચોળ બનેલા અંગ સાથે, મોટાં મોટાં પગલાં ભરતો ધસી આવે છે. 'હરણટોળું' : જેમ સિંહના આવવાથી હરણો નાસભાગ કરે, તેમ સૂર્યના આગમનથી તારાઓ લપાઈ જાય છે.

૧૭ : 'સુશોભન સાથિયા થાય' : મધની ધાર પડવાને લીધે સાથિયાના આકારની શોભીતી ભાત પુરાય છે 'ઝગમગ નેણે ઝૂલે જળદીવડા' : નદીના જળપ્રવાહ ઉપર દીવા મૂકીએ ને જેવા ડોલતા વહે એવા મિત્રમાળીની આંખોમાં તેજના દીવા ઝૂલે છે.

૧૯ : 'અંતરમાં પડઘા ઊપડે છે' : આસપાસ સર્વત્ર શાંતિ ફેલાયેલી હોય ત્યારે મનમાં ધડમથલ શરૂ થાય છે. જાતજાતના વિચારો આવે છે, ને અનેક પ્રશ્નો–ભેદી, ગૂઢ ને ન સમજાય એવા પ્રશ્નો–ઊભા થાય છે.

## — પ્રશ્નાવલિ —

૧૩. પૂર્વમાં ઊગેલા ચન્દ્ર વિશે કવિ શી શી કલ્પના કરે છે ? આ કલ્પનાઓમાં તમને કઈ સૌથી વધારે ગમે છે ? પાતાળમાંથી ચન્દ્ર મોકલાયો છે એમ કવિ શા સારુ કહે છે ? ચન્દ્રમાંના ડાઘ વિશે કવિની શી શી ધારણા છે ? ચન્દ્ર માટે કવિએ કયા કયા શબ્દો વાપર્યા છે ? ચન્દ્ર પ્રજાને ઠગવા આવ્યો છે એમ શા ઉપરથી કવિ કહે છે ?

૧૪. વસંતના આગમનથી કુદરતની લીલામાં શા શા ફેરફારો થયા ? પચરંગી પટકૂળ કોણે ધારણ કર્યાં ? કેવી રીતે ? કયાં કયાં પક્ષીઓ પર વસંતની અસર થઈ ? કેવા પ્રકારની ? વસંત ઋતુના સામાન્ય વાતાવરણનું વર્ણન કરો.

૧૫. પ્રભાતના સૂર્યનું વર્ણન કરો. એને સિંહ સાથે કેમ સરખાવ્યો છે ? શશી ભયભીત શા માટે થયો ? ભયભીત થઈને તેણે શું કર્યું ? આખા કાવ્યનું રહસ્ય પાંચ છ લીટીમાં આપો.

૧૬. કવિ તારાઓને કયાં કયાં નામોથી સંબોધે છે ? કયા કયા પ્રશ્નો પૂછે છે ? આખરે તેઓ એમને શી વિનતિ કરે છે ? તારાઓ અમૃતધારા શી રીતે વરસાવતા હશે ? આકાશી ગાયો કઈ ? એને ગાયો કેમ કહી હશે ? આકાશ માટે કયા કયા શબ્દો કવિએ વાપર્યા છે ?

૧૭. કવિ વસંતના પ્રાણને રસિયો શા માટે કહે છે ? 'મધુ'નું બહુવચન રૂપ 'મધુઓ' વાપરવામાં ખાસ અર્થ રહેલો હોય તે સમજાવો.

૧૮. તેજનાં સિંહાસનો કોને કહ્યાં છે ? શા માટે ? સૂર્યોદય પહેલાંના આકાશનું કવિ કેવું વર્ણન કરે છે ? કવિ છેલ્લી કડીમાં કયા પ્રશ્નો પૂછે છે ? શા માટે ? એનો તમે શો જવાબ આપશો ? 'મેઘનની મેડી' અને 'સોનેરી લોચન'ના અર્થ સમજાવો.

૧૯. મધ્યરાત્રિના કયા લક્ષણ ઉપર કવિ ખાસ ભાર મૂકે છે ? એ લક્ષણ વર્ણવતી સુંદર લીટીઓ તમારા પુસ્તકમાં લખો. સરિતાને રડતી કેમ કહી હશે ? 'નિશ્ચેતનતા જામી ગઈ છે' આ વાત કાવ્યમાં આપેલાં ઉદાહરણો લઈને સમજાવો. તમને કઈ કડી સૌથી વધારે ગમે છે ?





# સામાજિક કાવ્યો

જેમ કેટલાંક કાવ્યોમાં પૌરાણિક કથાઓ વિસ્તારથી આલેખેલી હોય છે ને બીજાંમાં પ્રકૃતિવર્ણન કરેલું હોય છે, તેમ કેટલાંક કાવ્યોમાં લોકોની રહેણીકરણી ને સામાજિક સ્થિતિનો ચિતાર આપ્યો હોય છે. સાહિત્ય પ્રજાજીવનનું પ્રતિબિંબ રજૂ કરે છે. આપણાં કાવ્યો તેમ જ ગદ્યલેખોમાંથી આપણી સામાજિક સ્થિતિ વિશે વિવિધ માહિતી આપણે મેળવી શકીએ છીએ.

આ પ્રકરણમાંનાં ત્રણ કાવ્યો પૈકી બે તો હિંદુઓના સૌથી મોટા ઉત્સવનું વર્ણન કરે છે. જ્યારે ત્રીજું કાવ્ય એક વખતની આપણી ઔદ્યોગિક જાહોજલાલીનું આપણને સ્મરણ કરાવે છે.

*

તમે હિંદુ મહિનાઓ અને તિથિઓ ભૂલ્યા હશો. પરંતુ દિવાળીના તહેવારો કંઈ ભૂલો ? એ રજાના ગમ્મત કરવાના દિવસો તે કેમ વીસરાય ? હિંદુઓના તહેવારોમાં દિવાળી સૌથી આગળ પડતો તહેવાર છે. દરેક કોમના લોકો એને મોટા ઉત્સવ તરીકે ઊજવે છે. આખા વર્ષનો મેલ કાઢી નાખીને લોકો નવા વર્ષ માટે પવિત્ર થાય છે. વેપારીઓ વર્ષ દરમિયાન નફોતોટો થયો હોય તેનું સરવાયું કાઢે છે ને નવીન વર્ષમાં

લાભ થાય તે માટે લક્ષ્મીપૂજન કરે છે. ગૃહિણીઓ પોતાના ઘર લીપીગૂંપીને સ્વચ્છ બનાવે છે, ને સારુંસારું ખાવાનું કરે છે. ઉત્સવના દિવસો હોવાને લીધે દરેક આંગણે સાથિયા પૂરવામાં આવે છે. દીપમાળ પ્રગટાવવામાં આવે છે. બાળકો તો ખાઈ પીને મઝા કરે છે આ તહેવારોમાં તેઓ ફટાકડા ફોડે છે. તેમને મન તો દિવાળી એટલે રંગના, મઝાના દિવસો.

*

૨૦. આ કાવ્યની શરૂઆતમાં કવિએ દિવાળીનું ગૌરવ વર્ણવ્યું છે. બીજી કડીમાં તો એક દેવી જાણે પોતાના રથમાં દીપકરૂપી હથિયાર લઈને અમાસનો અંધકાર દૂર કરવાને માટે દોડી ન આવતી હોય એવી કલ્પના કવિ દિવાળી માટે કરે છે. એ 'જ્વલંત અને ઉજ્જમાળ' દિવાળીના વાળ પણ વીજળીની માફક ચમકારા કરી રહ્યા છે. ત્યારપછીના ભાગમાં દિવાળીના તહેવારો દરમિયાન જે સામાન્ય દેખાવો નજરે પડે છે તેનું આબેહૂબ વર્ણન કરવામાં આવ્યું છે. આખું કાવ્ય સંગીતમય મધુરતાથી ભરેલું છે.

૨૧. દિવાળીના તહેવારોમાં ઘેર ઘેર દીપકો પ્રગટે છે તેના ઉપર આખી કવિતા રચાઈ છે. રા. ખબરદાર કલ્પના કરે છે:

'દીવે દીવે દેવની સ્નેહભરી છે આંખ'

અને તેમાંથી નીકળતા પ્રકાશ વડે મનુષ્યને નવો માર્ગ જડે છે. દીપે દીપે પ્રગટ થઈને આવા કરોડો મનુષ્યોની ઉચ્ચ આશાઓ ખીલવવાને અને પાર પાડવાને કવિ પ્રાર્થના કરે છે.

૨૨. હિંદુસ્તાનનાં મુલાયમ વસ્ત્રો આખા જગતમાં પંકાતાં. એ કળાએ જેમ અન્ય પ્રજાઓને મુગ્ધ કરી તેમ તેમનામાં ઈર્ષ્યા પણ પેદા કરી. અંગ્રેજી અમલની શરૂઆતમાં હિંદની આ કળાનો નાશ કરવામાં આવ્યો. ઢાકાના કુશળ વણકરોનાં કાંડાં કાપી લેવામાં આવ્યાં હતાં એમ કહેવાય છે. આ ઘટનાને આધારે કવિ શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણીએ આ નાનકડું પણ અસરકારક કાવ્ય લખ્યું છે.

☆

૨૦

## દિવાળી

દેવ–દનુજના પ્રબળ મથનથી સાગરમાં પ્રગટી કમલા,
અંગ ઝળકતી આભૂષણથી તેજોમય તનની ચપલા;
એવી જ્વલંત ને ઉજમાળ:
દિવાળી તો ઝાકઝમાળ.

સંક્રાંતિએ સંવત્સરથી મથ્યો સમયના સાગરને,
એમાંથી ઊપજીને એણે, દીપાવ્યાં માનવઘરને;
સૌએ પ્રકટી દીપકમાળ:
દિવાળી તો ઝાકઝમાળ.

અમાસનો તિમિરાસુર હણવા, ઝગમગતો જે રથ જોડી,
દીપક–અસ્ત્ર લઈને દેવી, દીપાવલિ આવે દોડી! ૧૦
વિદ્યુત સરખા એના વાળ:
દિવાળી તો ઝાકઝમાળ.

કૂચેકચરે સાફ થયાં ઘર, સહુને ઉર ઉમંગ બઢ્યો;
અંતરની જૂની આશા પર, નૌતમ નવલો રંગ ચઢ્યો;
જીવનનો એ મધુર જુવાળ:
દિવાળી તો ઝાકઝમાળ.

દીન જને ઘર લીંપીગૂંપી લક્ષ્મીનાં પગલાં પાડ્યાં,
તો ય નગુણી ત્યાં ના આવી, શ્રીમંતનાં ઘર શોભાવ્યાં;
ભપકાની ત્યાં મચી ધમાલ:
દિવાળી તો ઝાકઝમાળ. ૨૦

સ્વાગત કરવા નૂતન વર્ષનું સજ્જ થયાં સૌ નરનારી,
ખેસ દુપટ્ટા પટા પાઘડી, સાડી નવરંગી ધારી;
ભોજન–વ્યંજન ભરિયા થાળ:
દિવાળી તો ઝાકઝમાળ.

[ સાખી ]

દીવે દીવે દેવની સ્નેહભરી છે આંખ;
ઝળહળ જ્યોતિ ઝીલતાં, ફૂટે પ્રાણની પાંખ:

સુરવર મુનિવર નર ને નાર,
કે એમાં ખેલિયાં રે લોલ;
આવો, કરીએ આત્મવિહાર,
હો રંગભર હેલિયાં રે લોલ ! ૧૦

[ સાખી ]

કોટિક તારક ઝગઝગે, કોટિક દીપ પ્રકાશ;
કોટિક એવી પ્રાણની, ખીલો ઉન્નત આશ:

કોટિક આજ દિવાળી સાથ,
કે અંતર રેલિયાં રે લોલ;
દીપે દીપે પ્રગટો નાથ,
હો રંગભર હેલિયાં રે લોલ !

· અરદેશર ખબરદાર ·

૨૨

## સર્જકશ્રેષ્ઠ આંગળાં

'બેટા! અહીં એ છરી કાં ન આણે ?'
વદી ફરી વૃદ્ધ નમી ઊભો થયો;
પડી મૂકી શાળ અપૂર્ણ વાણે,
ધરી ભીનાં નેન નીચાં, શમી ગયો.

ત્રિભંગથી સ્હેજ છટા પ્રસારી,
ભરી બધે સ્વાંગ સુવર્ણ રંગના;
સંધ્યાતણા કેશ જરા સમારી,
ડૂબે રવિ શાશ્વત કાલગંગમાં.

## — સમજૂતી —

૨૦ : 'કમલા' : લક્ષ્મીનું બીજું નામ. એક વેળા દેવો અને દૈત્યોએ સમુદ્રનું મંથન કર્યું. તેને પરિણામે તેમને ચૌદ, કીમતી વસ્તુઓ મળી તેમાંની એક તે લક્ષ્મી. 'તિમિરાસુર' : તિમિર–અંધકાર–રૂપી અસુર. 'જીવનનો એ મધુર જુવાળ' : વર્ષ પૂરું થવા આવ્યું હતું. જેમ દરેક ઘર સાફસૂફ કરીને સ્વચ્છ બનાવવામાં આવ્યું તેમ માણસની જૂની આશાઓ પર દિવાળીએ નવી આશાનું સુંદર પડ ચડાવ્યું. આ ઉપરથી કવિ આ સમયને જીવનમાં ભરતીનો સમય ગણે છે. 'દીન જને' : આ ગરીબ લોકો ખાસ કરીને આ તહેવારમાં પોતાનાં ઘરો સ્વચ્છ બનાવે છે; દિવાળીને આવકાર આપવાને બધી તૈયારીઓ કરે છે, છતાં કવિ એમ કલ્પે છે કે ગુણ ન ઓળખનારી એ દિવાળી તો જ્યાં પૈસાની રેલમછેલ છે અને જ્યાં ભભકાની ધમાલ છે ત્યાં, શ્રીમંતોને ઘેર જ, જાય છે. 'વસંતની વનવેલી સરખાં' : વસંત ઋતુમાં કુદરતનો દેખાવ જેમ અપૂર્વ અને મનોહર હોય છે તેમ દિવાળીમાં હાટ–ચૌટાંઓની રચના મનને આનંદ પમાડે એવી વિવિધ હતી. 'મચ્યે માંદણે' : માંદણું–સ્થિર પાણીનું કાદવભરેલું મોટું ખાબોચિયું. કાદવવાળા પાણીથી ભરેલા ખાબોચિયામાં જાણે ભેંસ ન પડી હોય એવો પથારીમાં આળોટતા એ ધનપતિનો દેખાવ હતો 'ફુલેકું ફરે' : નક્કી કરેલા માર્ગે વરઘોડાનું ફરવું તે.

૨૧. 'ફૂટે પ્રાણની પાંખ' : જેમ ફૂલની પાંખડીએ પાંખડી ખીલે તેમ દેવોની આંખમાંથી ઝરતા પ્રકાશ વડે દરેક માનવીના પ્રાણની–અંતરની પાંદડીઓ ધીમે ધીમે ફૂટે છે–ખીલે છે

## — પ્રશ્નાવલિ —

૨૦. દિવાળીને કવિ શેની સાથે સરખાવે છે? તે આવીને શું કરે છે? દિવાળીએ ગરીબ લોકોનાં ઘર કેમ પાવન નહીં કર્યાં? આ સમયના કયા કયા દેખાવોનું કવિ વર્ણન કરે છે?

૨૧. 'ફૂટે પ્રાણની પાંખ' : વિસ્તારપૂર્વક સમજાવો. કવિ પ્રભુને દીપે દીપે પ્રગટ થવાને શા સારુ વિનતિ કરે છે?

૨૨. આ કાવ્યની કથા ટૂંકમાં કહો. વૃદ્ધ વણકર પોતાનાં આંગળાંને સંબોધીને શું કહે છે? એની કળાએ એને દીક્ષિ શી રીતે કર્યો? પોતાનાં આંગળાં પર છૂરી ફેરવતાં વૃદ્ધને થયેલી વેદનાનું વર્ણન કરો. કવિ સૂર્યાસ્તનું કેવું વર્ણન કરે છે? આ કાવ્યમાં એની શી જરૂર હતી?

卐

'બેટા ! અહીં એ છરી કાં ન આણે ?'
વદી ફરી વૃદ્ધ નમી ઊભો થયો; ૧૦
પડી મૂકી શાળ અપૂર્ણ વાણે,
અનંત આરે કંઈ શોધવા ચહે.

ગ્રહી છૂરી, ઓષ્ટ સુમંદ ધ્રૂજે;
લહી રહે પાંચ સુરેખ આંગળાં-
ને આંખમાં ભાવ અકથ્ય જૂઝે,
ધીમે ધીમે શબ્દ સરંત પાંગળા-

'જનોતણી લાજ તમે વિદારી,
ઢાંક્યા તમે લોક ધ્રૂજંત ટાઢમાં;
ઢાંકી જરા, સુંદરતા પ્રસારી,
લૂછ્યા ભીના દેહ તમે અષાઢમાં. ૨૦

દિલ્હીતણી એ નવયૌવનાઓ,
સજી સુવસ્ત્રો શબનમ્‌સમાં વણી,
કૃતાર્થ ભાવે સજી નૂરજહાંએ,
હવા સમાં ચીર ઝીણાં વણીવણી.

પરંતુ એવી તમ સૌ કળાએ,
ગુલામ શો આજ મને કરી મૂક્યો;
કલાતણી સુંદર સર્જનાએ,
હીણો કર્યો આજ મને.' વદી ઝૂક્યો.

રહી ગયા હસ્ત વહંત પાંગળા !
નીચે પડ્યાં સર્જકશ્રેષ્ઠ આંગળાં ! ૩૦

· કૃષ્ણલાલ શ્રીધરાણી ·



આ કાવ્ય ગૂજરાત માટેનો તેમનો પ્રેમ બતાવે છે. ગૂજરાતનું ભૂતકાળનું ગૌરવ કવિ યાદ કરે છે અને છેવટે ગૂજરાતના ઉજ્જવલ ભાવિની તેઓ આગાહી કરે છે. આ કાવ્ય આપણા પ્રાંતમાં રાષ્ટ્રગીતનું સ્થાન પામ્યું છે ને મેળાવડાના સમારંભને અંતે હંમેશ ગવાય છે.

**૨૪. અમારો દેશ :** હિંદુસ્તાન જૂનો અને પવિત્ર દેશ છે; એના પુત્રો તરીકે અમે ગૌરવ લઈએ છીએ એવો આ કાવ્યનો ભાવ છે. જરૂર પડે તો દેશને માટે પ્રાણ અર્પણ કરવાની શક્તિ, અને એવી દેશભક્તિ જાળવી રાખવાની શક્તિ આપવા કવિ પરમેશ્વરને પ્રાર્થે છે.

**૨૫. જન્મભૂમિનું જયમંગલ :** આપણી જન્મભૂમિનું મંગલ કરવાનો કવિ આ કાવ્યમાં સરસ રીતે સદ્બોધ આપે છે. દીન માતાની અવદશા નિહાળીને, પિછાનીને એના સપુતોએ એની સેવામાં પ્રવૃત્ત થવું જોઈએ, એ જ સૌનું કર્તવ્ય છે એમ કવિ અસરકારક રીતે સમજાવે છે. દેશનું ગૌરવ જમાવવાનો આગ્રહ કરતાં કવિ કહે છે :

ભૂતળ ફોડી ફેડિયે, અફલ જડો ઉખેડિયે;
દોર ને દમામ, દેશનો જમાવિયે.—જય૦

આ કાવ્યના લેખક શ્રી. જન્મશંકર મહાશંકર બુચ આપણા સાહિત્યજગતમાં 'લલિત'ના નામે વિખ્યાત છે. એમણે મધુર કંઠે, મંજીરાના તાલ સહિત, પોતાનાં કાવ્યો ઠેરઠેર ગાઈને લોકપ્રિય બનાવ્યાં છે. શ્રી. લલિતજીનાં કાવ્યોની મધુરતા ખાસ ધ્યાન ખેંચે એવી છે.

**૨૬. માતૃભૂમિ :** ગૂર્જરભૂમિનો મહિમા સમજાવતાં બે કાવ્યો તમે વાંચી ગયા. એ માતૃભૂમિની સેવા કરીને ઋણમુક્ત થવાનો આપણો ધર્મ અનેક કવિઓએ સમજાવ્યો છે. પરંતુ આ કાવ્યમાં તો કવિએ આપણે ગૂર્જર ભૂમિના ઋણી શા માટે છીએ તે સમજાવ્યું છે. ગૂર્જરભૂમિ જેવી સર્વોત્તમ ભૂમિના 'સુકુમાર આતમ' તરીકે આપણો એના પ્રત્યે શો ધર્મ હોઈ શકે તે આ કાવ્ય વાંચવાથી આપોઆપ સ્પષ્ટ થાય છે.

**૨૭. જ્વાળા :** મુક્તિજંગમાં સ્વાર્પણ, પોતાના સર્વસ્વનું સમર્પણ, એ બહુ કીમતી વસ્તુ છે. એના ઉપર જંગની સફળતાનો આધાર છે. કવિ માત્ર આપણા દેશ માટે જ નહીં પરંતુ આખા વિશ્વ માટે કહે છે




દુનિયામાં દરેક માનવીને પોતાના દેશ માટે, પોતાની જન્મભૂમિ માટે પ્રેમ હોવો જ જોઈએ. જે માણસ સ્વદેશને ચાહે નહીં તે એટલે અંશે મનુષ્ય ઓછો. હિંદુસ્તાન આપણી જન્મભૂમિ છે એટલે આપણને તેને માટે પ્રેમ હોવો જ જોઈએ. સ્વદેશપ્રેમની પ્રેરણા આપે એવાં કેટલાંક કાવ્યો ગૂજરાતીમાં લખાયાં છે. આ પ્રકરણમાં એવાં પાંચ કાવ્યો આપ્યાં છે.

૨૩. **'જય જય ગરવી ગૂજરાત'**: સૂરતના પ્રખ્યાત કવિ નર્મદાશંકરનું આ કાવ્ય તેમના જેટલું જ પ્રખ્યાત છે. ગૂજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવવાને તેમણે બહુ મહેનત કરી છે. પોતાની નોકરી છોડી દઈને કવિતાદેવીને ચરણે તેમણે પોતાનું માથું મૂક્યું હતું. નોકરી ન કરવાનો ટેક તેમણે અનેક વર્ષો સુધી સાચવ્યો ને તે દરમિયાન સરસ્વતી દેવીની સતત આરાધના કરી ગૂજરાતી ભાષા ને સાહિત્યનું ગૌરવ તેમણે વધાર્યું. તેઓ એક મોટા સમાજસુધારક પણ હતા. અંગ્રેજી શિક્ષણને પ્રતાપે આપણા કેટલાક જૂના રિવાજો તરફ તેમને અણગમો ઉત્પન્ન થયો હતો. તે નાબૂદ કરવાને તેમણે ભાષણો, લેખો ને કાવ્યોદ્વારા મોટી ઝુંબેશ ઉઠાવી હતી. કેળવણીનો ફેલાવો કરવાને પણ તેમણે પ્રયત્ન કર્યો હતો.

આ કાવ્ય ગૂજરાત માટેનો તેમનો પ્રેમ બતાવે છે. ગૂજરાતનું ભૂતકાળનું ગૌરવ કવિ યાદ કરે છે અને છેવટે ગૂજરાતના ઉજ્જ્વલ ભાવિની તેઓ આગાહી કરે છે. આ કાવ્ય આપણા પ્રાંતમાં રાષ્ટ્રગીતનું સ્થાન પામ્યું છે ને મેળાવડાના સમારંભને અંતે હંમેશ ગવાય છે.

**૨૪. અમારો દેશ :** હિંદુસ્તાન જૂનો અને પવિત્ર દેશ છે; એના પુત્રો તરીકે અમે ગૌરવ લઈએ છીએ એવો આ કાવ્યનો ભાવ છે. જરૂર પડે તો દેશને માટે પ્રાણ અર્પણ કરવાની શક્તિ, અને એવી દેશભક્તિ જાળવી રાખવાની શક્તિ આપવા કવિ પરમેશ્વરને પ્રાર્થે છે

**૨૫. જન્મભૂમિનું જયમંગલ :** આપણી જન્મભૂમિનું મંગલ કરવાનો કવિ આ કાવ્યમાં સરસ રીતે સદ્બોધ આપે છે. દીન માતાની અવદશા નિહાળીને, પિછાનીને એના સપુતોએ એની સેવામાં પ્રવૃત્ત થવું જોઈએ, એ જ સૌનું કર્તવ્ય છે એમ કવિ અસરકારક રીતે સમજાવે છે. દેશનું ગૌરવ જમાવવાનો આગ્રહ કરતાં કવિ કહે છે :

ભૂતળ ફોડી ફેડિયે, અફલ જડો ઉખેડિયે;<br>
દોર ને દમામ. દેશનો જમાવિયે.—જય૦

આ કાવ્યના લેખક શ્રી. જન્મશંકર મહાશંકર બુચ આપણા સાહિત્યજગતમાં 'લલિત'ના નામે વિખ્યાત છે. એમણે મધુર કંઠે, મંજીરાના તાલ સહિત, પોતાનાં કાવ્યો ઠેરઠેર ગાઈને લોકપ્રિય બનાવ્યાં છે. શ્રી. લલિતજીનાં કાવ્યોની મધુરતા ખાસ ધ્યાન ખેંચે એવી છે.

**૨૬. માતૃભૂમિ :** ગૂર્જરભૂમિનો મહિમા સમજાવતાં બે કાવ્યો તમે વાંચી ગયા. એ માતૃભૂમિની સેવા કરીને ઋણમુક્ત થવાનો આપણો ધર્મ અનેક કવિઓએ સમજાવ્યો છે. પરંતુ આ કાવ્યમાં તો કવિએ આપણે ગૂર્જર ભૂમિના ઋણી શા માટે છીએ તે સમજાવ્યું છે. ગૂર્જરભૂમિ જેવી સર્વોત્તમ ભૂમિના 'સુકુમાર આતમ' તરીકે આપણો એના પ્રત્યે શો ધર્મ હોઈ શકે તે આ કાવ્ય વાંચવાથી આપોઆપ સ્પષ્ટ થાય છે.

**૨૭. જ્વાળા :** મુક્તિજંગમાં સ્વાર્પણ, પોતાના સર્વસ્વનું સમર્પણ, એ બહુ કીમતી વસ્તુ છે. એના ઉપર જંગની સફળતાનો આધાર છે. કવિ માત્ર આપણા દેશ માટે જ નહીં પરંતુ આખા વિશ્વ માટે કહે છે

કે સ્વાર્પણની જ્વાળા ચોમેર સળગી રહી છે. જૂના જમાનાની ગુલામી, વેરઝેર, જુલ્મો, દીનતા ને દાસત્વ એ સઘળું આ જ્વાળામાં બળીને ભસ્મીભૂત થવા લાગ્યું છે ને એને પરિણામે

ખંડખંડનાં તૂટે તાળાં,
વિશ્વમુક્તિનાં લ્હેરે વ્હાણાં.

એવી કવિ કલ્પના કરે છે. આ સ્વાર્પણની જ્વાળા ઉરેઉરમાં પ્રગટે છે ને તેથી મુક્તિ-સ્વતંત્રતાનાં નૂતન યુગના અજવાળાં વિશ્વમાં પ્રગટે છે. શ્રી. સ્નેહરશ્મિને તો તમે સારી રીતે ઓળખો છો. આ કાવ્યમાં તેઓ મુક્તિ કાજે સ્વાર્પણનો મહિમા સમજાવે છે.



૨૩

## જય જય ગરવી ગૂજરાત

જય જય ગરવી ગૂજરાત!
જય જય ગરવી ગૂજરાત!
દીપે અરુણું પરભાત:
ધ્વજ પ્રકાશશે ઝળળળ કુસુમ્બી, પ્રેમ-શૌર્ય અંકિત,
તું ભણુવભણુવ નિજ સંતતિ સૌને, પ્રેમ-ભક્તિની રીત;
ઊંચી તુજ સુંદર જાત:
જય જય ગરવી ગૂજરાત.
ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત.
છે દક્ષિણ દિશમાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ,
સોમનાથ ને દ્વારકેશ એ, પશ્ચિમકેરા દેવ; ૧૦
છે સહાયમાં સાક્ષાત:
જય જય ગરવી ગૂજરાત.
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય;

વળી જોય સુભટના જુદ્ધરમણને રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર;
સંપે સોહે સઉ જાતઃ
જય જય ગરવી ગૂજરાત.
તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસંગ; ૨૦
તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે, મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત;
જન ઘૂમે નર્મદા સાથઃ
જય જય ગરવી ગૂજરાત.

• નર્મદાશંકર લાલશંકર •

卐

૨૪

## અમારો દેશ

અમે ભરતભૂમિના પુત્રો! અમ માત પુરાણ પવિત્ર!
રે જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેશ,
અમે દેશી, દેશી, દેશી! ઓ દિવ્ય અમારો દેશ.

અંધાર વિશે અથડાતાં, કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડાતાં, કે કરતાં હાસ્યવિલાસ;
પળપળ અમ ઉરનિધિએ શી, હા ઊછળે ઊર્મિ અશેષ!
અમે દેશી, દેશી, દેશી! ઓ દિવ્ય અમારો દેશ.

ક્યાં રામયુધિષ્ઠિર ઘૂમ્યા? ક્યાં ગર્જ્યા અર્જુનભીમ?
ક્યાં રજપૂતવીર ઝઝૂમ્યા, બલ દાખવવા અસીમ? ૧૦
રે ભૂલીએ તે રીતે શી, અમ અંતરથી લવલેશ:
અમે દેશી, દેશી, દેશી! ઓ દિવ્ય અમારો દેશ.

નથી રે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ,
નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઈ પુણ્યપ્રભા જ પ્રવેશી, અહીં દે અમને ઉપદેશ,
અમે દેશી, દેશી, દેશી! આ દિવ્ય અમારો દેશ.

ધમ ધમ ધરણી ધ્રૂજવશું, અમ દેશતણાં કરી ગાન,
જય જય જયનાદ કરીશું, દઈશું મોંઘા અમ પ્રાણ!
એ ભક્તિ વસી ઉર, તેથી દેજો શક્તિ પરમેશ!
અમે દેશી, દેશી, દેશી! આ દિવ્ય અમારો દેશ! ૨૦

· અરદેશર ખબરદાર ·



૨૫

## જન્મભૂમિનું જયમંગલ

[ઝીંઝોટી; તાલ દાદરો]

જયમંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવિયે.—ધ્રુવ

રઘુવીર સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર;
ઉરસમુદ્રને હિમાલયે ઉછાળિયે:—જય૦

જનનીઅંક ઝીલીયે, અનુની રંગ રેલિયે;
આત્મબળ ઉજાસથી બધું ઉજાળિયે:—જય૦

સત્યે અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉઠાઓ.
વીરધર્મથી ધરા સદા ધ્રુજાવિયે:—જય૦

સત્ત્વથી સચવાય સ્વત્વ: સમજીએ થઈ પ્રવૃત્ત;
ધમિયે ઝઝૂમી, જંગ તો મચાવિયે:—જય૦

ભૂતળ ફોડી ફેડિયે; અફલ જડો ઉખેડિયે;
દોર ને દમામ દેશનો જમાવિયે:—જય૦ ૧૦

સ્થિતિ સમય સ્વીકારિયે, પ્રવૃત્તિયત્ન યોજિયે;
જાતને સ્વદેશ કાજ કાં ન હોમિયે ?:—જય૦

માત દીન દુભાય છે, સપુત ! પીડા પિછાનિયે;
દૂધ દીપાવિયે ઉમંગને વધાવિયેઃ—જય૦

દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્યકર્મ;
આત્મભાવથી ખધું પ્રભુમય પિછાનિયેઃ—જય૦

· લલિતજી ·

૨૬

## મા તૃ ભૂ મિ

[ ઇન્દ્રવજ્રા ]

જે ભૂમિએ કોમળ દેહ દીધો,
ને ભાવનાનિર્ભર પ્રાણ દીધો;
જે ભૂમિનાં દર્શન–સ્પર્શદ્વારા
ચાલે રસીલી મુખ શબ્દધારા.

જે પૃથ્વીના સૌ પરમાણુઓથી
હૈયે હમેશાં ધબકાર જાગે;
જે વ્યોમના ગૂઢ મહાગુણોથી
સૌંદર્ય ને સત્યનું ભાન લાગે.

જે ભૂમિએ પ્રેમવિહાર વેર્યા,
માયા દયાના રસમંત્ર પ્રેર્યા; · ૧૦
જે ભોમ ધારે ધ્વજ વીરતાનો,
સંકેત દે આંતર એકતાનો.
તે–ગૂર્જરોનો અભિજાત રાષ્ટ્રઃ
તે રાષ્ટ્રનો સબળ હું સુકુમાર આત્મ.

· દેશળજી પરમાર ·

૨૭

## જ્વાળા

જાગ રે! જાગ સુનારા,
જો પ્રસરે સ્વાર્પણજ્વાળા!

સઘન ગગન ઘન ગંભીર ગાજે,
ડમક ડમક જગ ડમરુ બાજે,
દિશ દિશ ગાજે તેજ–પખાજે,

ગા જે આ ભ મિ ના રા!
જો પ્રસરે સ્વાર્પણજ્વાળા! જાગ૦

વહ્નિ–શિખામાં ફેણો માંડી,
નાગિણી ડોલે કોટિક ગાંડી,
જૂના જગની કંપે દાંડી, ૧૦

મારે ક્રાંતિ ફુંફાડા!
જો પ્રસરે સ્વાર્પણજ્વાળા! જાગ૦

જુલ્મતણી ઝાડીઓ સળગે,
પાપતણી કંઈ પાંખો સળગે,
દૈન્ય દાસતા મૂળે સળગે,

સ ળ ગે જ ગ અં ધા રાં!
જો પ્રસરે સ્વાર્પણજ્વાળા! જાગ૦

વેરઝેર હોમાયે કાળાં,
ખંડ ખંડનાં તૂટે તાળાં,
વિશ્વ–મુક્તિનાં લ્હેરે વ્હાણાં, ૨૦

મારે પ્રાણ ઝગારા!
જો પ્રસરે સ્વાર્પણજ્વાળા! જાગ૦

ત્રિભુવન ગાજે ભીષણ ત્યાગે,
સ્વાર્પણજ્વાળા ઉર ઉર જાગે,
આવે નવયુગ દીપક રાગે,

જાગે યુગ–અજવાળાં!
જો પ્રસરે સ્વાર્પણજ્વાળા! જાગ૦

· સ્નેહરશ્મિ ·



## — સમજૂતી —

૨૩ : 'પ્રેમ–શૌર્ય અંકિત' : 'પ્રેમ–શૌર્ય' કવિનો પ્રિય મુદ્રાલેખ હતો. ગૂજરાતનો ઉદય થયો એમ દર્શાવતો, પ્રેમ–શૌર્યના ચિહ્નવાળો કસુંબી રંગનો ધ્વજ ગૂજરાતમાં પ્રકાશશે. ગરવી ગૂજરાતને સંબોધીને કવિ કહે છે કે હું તારાં સંતાનોને હંમેશ પ્રેમ અને ભક્તિ–સ્વદેશભક્તિ–ના ગુણો શીખવજે. 'છે સહાયમાં સાક્ષાત' : ચારે દિશાઓમાં તારું રક્ષણ કરવાને દેવતાઓ જાતે હાજર છે. 'જન ધૂમે' : ગૂજરાતનો ઉદય થવાનો જ છે એમ કવિ કહે છે. સિદ્ધરાજ જયસિંહના વખતમાં ગૂજરાતની જે જાહોજલાલી હતી, તેથી પણ વિશેષ જાહોજલાલી મેળવવાને કવિ નર્મદ સાથે ગૂજરાતીઓ ખૂબ પ્રયાસ કરી રહ્યા છે એટલે જરૂર ગૂજરાતનો ઉદય થશે.

૨૪ : 'પળ પળ' ગમે તેવા સંજોગોમાં હરેક ઘડીએ અમારા હૃદયરૂપી સમુદ્રમાં 'અમે હિંદી છીએ' એવી લાગણી કેવી ઊછળે છે! 'નથી રે જીવવું પર આશે' : અમારે પારકાઓ ઉપર આધાર રાખીને જીવવું નથી. અમે પગભર થઈશું; પારકાની મદદની આશા રાખવાથી નિરાશ થવાય છે તેથી અમે સ્વાશ્રયી થઈશું.

૨૫ : 'સત્ત્વથી સચવાય સ્વત્વ' : સત્ત્વ એટલે બળ–પરાક્રમ વડે જ આપણું સ્વત્વ–પોતાપણું, આપણું સ્વમાન જાળવી શકાય છે.

૨૬ : 'ભાવનાનિર્ભર પ્રાણ' : ભાવના વડે ભરેલ પ્રાણ, જીવ, હૃદય.

૨૭ : 'સ્વાર્પણજ્વાળા' : સમર્પણ, આત્મત્યાગ, આત્મભોગની જ્વાળા. 'જો પ્રસરે સ્વાર્પણજ્વાળા' : સ્વાર્પણયજ્ઞ, મુક્તિજંગની શરૂઆત શી રીતે થાય છે તેનું વર્ણન કરી કવિ સુનારાને — આળસમાં પડી રહેનારને જાગૃત થવા, કર્તવ્યપરાયણ બનવા સમજાવે છે. આકાશમાં મેઘગર્જના થાય છે, જગતમાં

ડમરુ – રણશીંગા ફુંકાય છે, અને દશે દિશામાં એ જ્વાળા – તેજની જાહેરાત કરતું પખાજ — મૃદંગ જેવું વાદ્ય — વાગી – ગાજી રહ્યું છે. નિષ્ક્રિય બનેલા માનવીઓમાં પોતાની કર્તવ્યભાવના જાગૃત કરવાનો ઈરાદો હોવાથી પહેલી કડીમાં આ વાજિંત્રોના નાદનો કવિ ઉલ્લેખ કરે છે.

## — પ્રશ્નાવલિ —

૨૩ : ગુજરાતના ધ્વજને કવિ કેવો કલ્પે છે? શા માટે? એને પ્રેમ–શૌર્યથી અંકિત થયેલો શા સારુ માને છે? ગુજરાત કુદરતથી ને દેવોથી રક્ષાયેલી ભૂમિ છે એમ બતાવવા કવિ શું કહે છે? ગુજરાતની જાહોજલાલીનો સૌથી સરસ સમય કયો? એથી પણ વધારે સારા સમયની આશાદી કવિ શા આધારે કરે છે?

૨૪ : આપણા ઉરનિધિમાં કવિ કયી ઊર્મિ ઊછળવાની વાત કરે છે? એ ઊર્મિ આપણને શું કરવા પ્રેરે છે? કવિ આપણને કોને પગલે ચાલવાનો ઉપદેશ આપે છે? તેઓ કયો સદ્‌ગુણ કેળવવાની સલાહ આપે છે? આપણા ઉરમાં વસેલી દેશભક્તિને પરિણામે આપણે શું શું કરવા તૈયાર થઈશું? આ કાવ્ય આપણા દિલમાં કેવી ભાવના જાગૃત કરે છે?

૨૫ : આપણી જન્મભૂમિને દીન માતા શા માટે કહી છે? એને શેનું દુઃખ છે? એ દુઃખ કોણ ફિટાડી શકે? શી રીતે? પ્રકૃતિયજ્ઞ એટલે શું? દેશના સપૂતોનો કયો ધર્મ કવિ આ કાવ્યમાં સમજાવે છે?

૨૬ : ગુર્જરભૂમિને 'ગુર્જરોના અમિજાત રાષ્ટ્ર' તરીકે કેમ ઓળખાવી છે? આ ગુર્જરભૂમિના આપણા પર શા શા ઉપકારો છે? આ કાવ્યમાં ગુર્જરભૂમિનું ગૌરવમયું વર્ણન કર્યું છે એમ તમે શા પરથી કહી શકો? આ કાવ્યનો સમાવેશ આ પ્રકરણમાં શા સારુ કર્યો હશે?

૨૭ : આ કાવ્ય કોને સંબોધીને લખાયું છે? શા માટે? સ્વાર્પણજ્વાળાનું યોગ્ય વર્ણન કરો. એ જ્વાળામાં શું શું ભસ્મીભૂત થશે? જૂના અને નવા યુગનાં લક્ષણો સમજાવો. આ સ્વાર્પણજ્વાળાનું શું પરિણામ આવવાની કવિ કલ્પના કરે છે?

સ્વદેશપ્રેમ એટલે શું અને તે આપણે કેવી રીતે દર્શાવી શકીએ તે પચીસેક લીટીના નિબંધમાં સમજાવો. તમારા લખાણના સમર્થનમાં તમે વાંચેલાં ઉપરનાં કાવ્યોમાંથી યોગ્ય લીટીઓ ટાંકજો.



## પ્રકીર્ણ કાવ્યો

૨૮. ડગલું ભર્યું કે ના હઠવું : કવિ નર્મદાશંકરે ગૂજરાતી કાવ્યો, નિબંધો વગેરે લખવા ઉપરાંત તે વખતના–એટલે આજથી લગભગ પોણોસો વર્ષ પહેલાંના આપણા ગૂજરાતી સમાજની સ્થિતિ સુધારવાને તનતોડ મહેનત કરી હતી. 'પ્રેમ અને શૌર્ય' એ તેમનો મુદ્રાલેખ હતો. હિંદુ સમાજના ખરાબ રિવાજો સામે તેમણે નીડરપણે એટલી મોટી ઝૂંબેશ ઉઠાવેલી કે તેમને વીર નર્મદને નામે ઓળખવામાં આવે છે. બીજાને પ્રોત્સાહન આપવાને તેમણે અનેક કાવ્યો લખ્યાં છે. આ કાવ્ય તેમાંનું એક છે. એક વાર નિશ્ચય કર્યા પછી તેને દ્દઢતાથી વળગી રહેવાનો બોધ આ કાવ્યમાં અસરકારક રીતે આપવામાં આવ્યો છે.

૨૯. વ્યથા : માનવી નાનીમોટી આપત્તિઓથી વ્યથા–દુઃખ અનુભવે છે. એને પોતાના જીવન પ્રત્યે એટલી બધી મમતા હોય છે કે બીજાનાં દુઃખો ગમે તેટલાં વધારે ને મોટાં હોય, છતા પોતાનાં દુઃખોને વિરાટ સ્વરૂપે જોઈને વ્યથા અનુભવવાની ટેવ પડી હોય છે. પરંતુ કવિ વિચારપૂર્વક કહે છે કે જ્યારે આખું વિશ્વ વિવિધ મહાવ્યાધિઓના વમળમાં સપડે છે ત્યારે-મારી નાની નાની વ્યથાઓનો શો હિસાબ? છેવટે કવિ પ્રાર્થના કરે છે કે 'હે પ્રભુ! મને આખા જગતને પોતાનું ગણવાની, તેમાં મારી પોતાની વ્યથાઓ ડુબાવી દેવાની શક્તિ આપ.'

૩૦. મહેચ્છા : પરમાત્માની પુનિત, તેજસ્વંત પ્રતિમામાંથી અને કુદરતનાં વિવિધ તત્ત્વોમાંથી પ્રેરણા મેળવીને જગતમાં પ્રકાશ, ચેતન, પ્રેમ, સુવાસ ને સ્વતંત્રતા પ્રસારવાની કવિ ઇચ્છા દર્શાવે છે. પરંતુ એમની મહેચ્છા તો એ છે કે બીજાને કાજે તેઓ પોતાનું જીવન વ્યતીત કરે.

▼

૨૮

### ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું;
વેણ કહાડ્યું કે ના લટવું ના લટવું.

સમજીને તો પગલું મૂકવું, મૂકીને ના બીવું;
જવાય જો નહીં આગળ તો યે, ફરી ન પાછું લેવું.–ડગલું૦

સંકટ મોટું આવી પડતાં, મોઢું ન કરવું વીલું;
કળે બળે ખૂબ લડવું પણ, ના કરવું ફરવા ઊંચું.–ડગલું૦

જ્યાં ઊભા ત્યાં ચોંટી રહીને, વચન લેવું સબળું.
આભ પડો કે પૃથ્વી ફાટો, તો ય ન કરીએ નબળું.–ડગલું૦

ફતેહ કરીને આગળ વધશું, અથવા આંહીં મરશું;
પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું.–ડગલું૦ ૧૦

નાસી જતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહી કહાડે;
બીકણ, બાયલા, નામર્દો, એ નામ મળે ઉપાડે.–ડગલું૦

પોતાનો પસ્તાવો થાયે, જખ મારી રે ભારે;
મૂવા નહીં કાં કરી પરાક્રમ, રણે ઉઠાવ્યું જ્યારે.–ડગલું૦

શૂરવીર તે જશનો લોભી, હિંમતમદિરા પીએ;
ઉમંગથી તે ધસી વધે વા, ખૂબ ટકાવી રાખે.–ડગલું૦

· નર્મદાશંકર લાલશંકર ·



૨૯

## વ્યથા

[ શિખરિણી ]

પ્રભો ! મારું નાનું જીવન, દુઃખ એનાં અણુ સમાં
મથું જો લેખાવા પરવત સમાં–એહ મમતાઃ
અને આંસુ સારું અધિક પછી એથી શી જડતા ?
કમી ના ભૂલું જો સકળ જગ સ્વત્વે મરણમાં.

ભર્યું છે ચોપાસે દુઃખ, ખદબદે જીવ જગના,
મહા વ્યાધિઓના વિવિધ વમળે વિશ્વ સબડે,
જળે એને જ્વાળા અણુ અણુ વિષે ને રગરગે;
અરે ! એમાં મારી લઘુતમ વ્યથાની શી ગણના ?

ભલે મારી શક્તિ નહીં જગતના ક્લેશ હરવા,
તૂટેલાં હૈયાના સજીવ શબમાં પ્રાણ પૂરવા; ૧૦
પ્રભો ! કિંતુ દુઃખો સકળ જગનાં હું મુજ ગણું,
ડુબાવું એ મધ્યે લઘુ હૃદયની દુર્બળ વ્યથા:
અને જો બાકી રૂહે જીવનમહીં એકાદ સ્મિત, તો
દઉં વેરી એના કિરણકણ આછા થળથળે.

· રામપ્રસાદ શુક્લ ·

૩૦

## મહેચ્છા

[ વસંતતિલકા ]

ક્યારે પ્રભુ નયન દિવ્ય ખૂલે અનંત ?
તારી પુનિત પ્રતિમા ચૂમું તેજવંત ?
કોટિ-કરોડ કરથી ધરી ઉગ્ર જ્વાળા,
સ્નેહે ભરું જગત ભર્ગ અભંગ પ્યારા ?

બ્રહ્માંડનું અકળ પાત્ર બની મજાનું,
ક્યારે સુવાસ અરપું જડ-ચેતનાને ?
ખાલી ભરેલ સઘળી મનુ-ભૂમિકામાં,
તારાં ગીતો વરસું હું બની મેઘમાળા ?

આ વ્યોમના તરલ તારક-ગ્રંથમાંથી
ક્યારે ગ્રહું પરમ મર્મ સચેતતાનો ? ૧૦
તારા-રવિ-શશી રૂપી ત્રણ તત્ત્વમાંથી
જીવિત માંહ્ય લઉં શ્વાસ સ્વતંત્રતાનો ?

ક્યારે બનું અચળ પ્રેમ અરૂપ બિંદુ ?
ઉલ્લાસસાગર થઈ ઘૂઘવી રહું હું ?
ક્યારે ઊડું લલિત પાંખ ધરી સુરમ્ય ?
જાણું ભલે રજની ઘોર દીસે અગમ્ય.

દીવા બની પ્રગટ થાઉં સુહાસ્ય રૂપ,
પ્રત્યેકના હૃદયમાં ધરું વિશ્વમૂર્તિ;
દોરી રહું વિશદ ભાગ્ય વિશાળ રેખા,
જીવું બની જીવિત અન્યનું: એ મહેચ્છા.' ૨૦

· મોહિનીચન્દ્ર ·

## — સમજૂતી —

૨૮ : 'એ નામ મળે ઉપાડે' : જે માણસ રણક્ષેત્રમાંથી પગહું પાછું ઉપાડે તેને બીકણ, બાયલા, નામર્દ, વગેરેનો ઇલકાબ મળે છે. 'હિંમતમદિરા' : હિંમતરૂપી મદિરા — દારૂ.

૨૯ : 'કમી ના બૂલુ જો સકલ જગ સ્વત્વે મરણમાં' : અને જો છેવટ મરણની વેળાએ જ હું સ્વત્વે, મારાપણામાં. પોતાના દુઃખમાં આખી દુનિયાને ભૂલી જાઉં તો પછી કાંઈ કમી, બાકી જ શું રહ્યું? મતલબ કે જિંદગીની મમતા અને જડતા કરતાં પણ મરણપથારીની મારી હાલત વધુ સ્વાર્થીથી અને જડતાભરેલી ગણાય. 'તૂટેલા હૈયાના સજીવ શબમાં પ્રાણ પૂરવા' : દુઃખી મનુષ્યોનું હૈયું દુઃખથી તૂટી ગયું હોય છે — હતાશ થઈ ગયું હોય છે એથી એને શબવત્ ગણ્યું છે; પરંતુ એમાં પ્રાણ તો છે એટલે એને 'સજીવ શબ' તરીકે કવિ ઓળખાવે છે : કવિ કહે છે કે જગતનાં દુઃખ હરવાની કે હતાશ હૈયાવાળા ખોળિયામાં આશારૂપી પ્રાણ — ચેતન પૂરવાની શક્તિ ભલે મારામાં નથી, પરંતુ જો હું જગતના બધાં દુઃખોને મારાં ગણું અને તેમાં મારી પોતાની નાનીશી વ્યથા શમાવી દઉં તો બસ છે.

૩૦ : 'કોટિ — કરોડ કરતી...અભંગ પ્યારા' : તારી પુનિત ને તેજવંત પ્રતિમાને ચૂમીને, તેમાંથી કરોડો કિરણોદ્વારા નીકળતી તેજની ઉગ્ર જવાળા ધારણ કરીને પ્રિય જગતને અભંગ ભર્યું — અતૂટ. સતત તેજ વડે પ્રેમપૂર્વક હું ક્યારે ભરી દઈશ? 'અચળ પ્રેમનું અરૂપ બિંદુ' : દુન્યવી પ્રેમ નહીં પરંતુ સૂક્ષ્મ, દૈવી, અલૌકિક પ્રેમ.

## — પ્રશ્નાવલિ —

૨૮ : એક વાર ડગલુ ભર્યા પછી, એક કામ શરૂ કર્યા પછી, પાછા નહીં હઠવાનો કવિ શા માટે આગ્રહ કરે છે? જો કોઈ પાછું પગલું ભરે તો તેનું શું પરિણામ આવે? છેલ્લી બે લીટી બરાબર સમજાવો. આ કાવ્ય કવિની મનોવૃત્તિનો યોગ્ય ચિતાર આપે છે એમ શા પરથી કહેવાય?

૨૯ : પોતાના જીવન પ્રત્યે મનુષ્યની સામાન્યવૃત્તિ શી હોય છે? પોતાનાં દુઃખો એ કેવાં કલ્પે છે? કવિ એને બદલે કયું દષ્ટિબિંદુ રજૂ કરે છે? એ પોતાની વ્યથાને લઘુતમ શા સારુ કહે છે? શેને માટે એ પોતાની અશક્તિ સ્વીકારી લે છે? છેવટે એ પ્રભુ પાસે શી યાચના કરે છે?

૩૦ : કવિ શેમાં શેમાથી પ્રેરણા મેળવવાની આશા રાખે છે? એ વડે જગતની શી સેવા કરવા તે ચાહે છે? રવિ, શશી અને તારામાંથી એઓ શું મેળવવા ચાહે છે? એમની સૌથી મોટી ઇચ્છા શી છે?

છેલ્લાં બે કાવ્યોમાં કોઈ વિચાર એક સરખો હોય તો જણાવો. છેલ્લું કાવ્ય તમે બીજા કયા પ્રકરણમાં મૂકી શકો?

*

આ કાવ્યવિભાગમાંથી કયાં કાવ્યો તમને વધારે ગમ્યાં? એનું કારણ શું? કોઈ એક કવિનાં કાવ્યો તમને વધારે પસંદ પડ્યાં હોય તો તે કારણ આપી જણાવો.



# ગદ્યવિભાગ

## [ ૧ ]

## ચરિત્રનિરૂપણ

**મ**હાપુરુષોનાં જીવનમાંથી હંમેશ આપણે બોધ લઈને આપણું જીવન સુધારવા, વધુ લોકોપયોગી બનાવવા મથીએ છીએ. ચરિત્રનિરૂપણદ્વારા મહાન વ્યક્તિઓની ખાસિયતો, એમના સદ્‌ગુણો, વગેરેનો આપણને પરિચય થાય છે. આ પ્રકરણમાં ભરતના ભ્રાતૃપ્રેમનું આલેખન કરવામાં આવ્યું છે; મહાન મધ્યકાલીન સાહિત્યસેવક પ્રેમાનંદની સાહિત્યસેવાનો પરિચય આપવામાં આવ્યો છે; અને અર્વાચીન યુગના વૈજ્ઞાનિક ને દેશભક્ત આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રોયના જીવનની આછી ઝાંખી કરાવવામાં આવી છે.

**૧. ભરતનો ભ્રાતૃપ્રેમ :** રામની કથા તમે જાણતા જ હશો. રાજા દશરથને ત્રણ રાણીઓ: કૌસલ્યા, કૈકેયી ને સુમિત્રા; અને ચાર પુત્રો : રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન. એક વાર પોતાનો જાન બચાવ્યો તેના બદલામાં રાજાએ કૈકેયીને બે વરદાન માગવાનું કહેલું. રાણીએ લાંબા વખત સુધી આ હકનો ઉપયોગ કર્યો નહોતો. પછી તો રાજાએ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે પોતાના જ્યેષ્ઠ પુત્ર રામને ગાદીએ બેસાડવાનું નક્કી કર્યું. દાસી મંથરાની ચઢવણીથી કૈકેયીએ પોતાના હકનો ઉપયોગ કરવા આ અવસરનો લાભ લીધો. પોતાના પતિ પાસે તેણે રામને ચૌદ વર્ષ વનમાં મોકલવાની અને પોતાના પુત્ર ભરતને ગાદી આપવાની માગણી કરી. ઘણી વિનવણી છતાં જ્યારે તેણે પોતાની હઠ ચાલુ રાખી, ત્યારે રાજાએ પોતાનું વચન પાળ્યું ને રામને વનમાં જવાની આજ્ઞા કરી. જે દિવસે રામ અયોધ્યાની ગાદી ઉપર બિરાજવાના હતા, તે દિવસે તેઓ સીતા અને લક્ષ્મણ સાથે અરણ્યમાં ગયા. દશરથે વચન પાળ્યું તો ખરું તથાપિ રામનો વિયોગ તેમને માટે અસહ્ય થઈ પડ્યો ને તેમના જીવનનો અંત આવ્યો. અંતઃપુરમાં અને શહેરમાં જ્યારે આ માઠા સમાચાર ફેલાયા ત્યારે સૌ વિલાપ કરવા લાગ્યાં. સર્વત્ર હાહાકાર થઈ રહ્યો. સૌ કૈકેયીને ફિટકાર કરવા લાગ્યાં. રામ અને લક્ષ્મણ વનમાં સિધાવ્યા હતા; ભરત–શત્રુઘ્ન મોસાળ હતા; રાજાના દેહને અગ્નિસંસ્કાર કરવાને એકે પુત્ર હાજર

નહોતો. તેમને તાબડતોબ બોલાવવામાં આવ્યા. દોડતે ઘોડે સાત દિવસમાં તેઓ અયોધ્યા આવી પહોંચ્યા. માતા કૈકેયીને મળીને જ્યારે ભરતે સઘળી વાત જાણી ત્યારે તેનો આત્મા કકળી ઉઠયો. આવો ઘોર અન્યાય નિરપરાધી રામ, લક્ષ્મણ ને સીતાદેવી પર લાદનાર પોતાની માતા પ્રત્યે તેને તિરસ્કાર ઊપજ્યો. તેણે માતા કૌસલ્યાની માફી માગી ને રામને પાછા બોલાવી લાવવાનો પોતાનો સંકલ્પ જાહેર કર્યો.

તે જ દિવસે ભરતે પિતાના શબને અગ્નિસંસ્કાર કર્યો. શ્રાદ્ધાદિ-ક્રિયાઓથી પરવારીને ચૌદમે દિવસે ભરત પોતાના મોટા ભાઈ રામને અયોધ્યા પાછા બોલાવી લાવવા માટે તેમની શોધ કરવા નીકળ્યો. અન્યાયથી મળેલી ગાદી એને નહોતી જોઈતી. એ રામની શોધમાં સૈન્ય લઈને ગયો. બધા એને રામનો વેરી ધારતા હતા, પરંતુ જ્યારે તેઓ જાણતા કે એ તો રામને પાછા બોલાવવા નીકળ્યો છે ત્યારે તેઓ એના ભ્રાતૃપ્રેમનાં ભારોભાર વખાણ કરતા અને એને ચિત્રકૂટ તરફનો માર્ગ બતાવતા. થોડા વખતમાં તેઓ ત્યાં પહોંચ્યા. પર્વતની તળેટી આગળ લશ્કરને પડાવ નાખવાનું કહી ભરત, શત્રુઘ્ન અને સુમન્ત્ર શિખર ઉપર ચઢયા. હવે આગળ વાંચો.

**૨. મહાકવિ પ્રેમાનંદ :** પ્રેમાનંદનું સુદામાચરિત્ર તમે આગળ વાંચ્યું. ગૂજરાતના એ મહાકવિએ આપણી ભાષા અને સાહિત્યને માટે શું કર્યું તે તમને આ નિબંધો ઉપરથી સમજાશે.

પહેલો નિબંધ સ્વ. નવલરામનો છે. ગૂજરાતી સાહિત્યમાં સુરતના ત્રણ નનાઓ પ્રખ્યાત છે. એ ત્રણ તે કવિ નર્મદ, વિવેચક નવલરામ, અને નવલકથાકાર નંદશંકર. નર્મદનું એક કાવ્ય તમે વાંચ્યું; એક નિબંધ વાંચશો. નવલરામ શિક્ષક હતા. ગૂજરાતી પુસ્તકોનું વિવેચન કરીને તેઓ નવા લેખકોને ઉત્તેજન આપતા. નર્મદાશંકરે અને તેમણે ગૂજરાતી ગદ્ય લખવાની શરૂઆત કરી હતી.

બીજો નિબંધ રા. નરહરિ પરીખનો છે. તેઓ ગાંધીપંથના કેળવણીકાર અને સમાજસેવક છે. ગાંધીજીની સરળ છતાં જુસ્સાદાર શૈલીની એમના-પર સારી છાપ પડી છે.

**૩. આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રોય :** હિંદના મહાન વૈજ્ઞાનિક, અજોડ-રસાયણશાસ્ત્રી ને સાચા દેશભક્ત આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રોયનું જીવન ઘણા-

વિદ્યાર્થીઓને પ્રેરણાદાયક નીવડ્યું છે. ગૂજરાતના વિખ્યાત 'કિશોર' માસિકમાંથી આ ટૂંક જીવનવૃત્તાન્ત ઉતાર્યું છે. આચાર્ય રૉયના જીવનકાર્યથી ગૂજરાતના કુમારો બહુ પરિચિત નહીં હોય એ સ્વાભાવિક છે શ્રી. નગીનદાસ પારેખના આ નિબંધથી જો તમે એ પરિચય મેળવો અને તમારા જ્ઞાનનો ઉપયોગ દેશોન્નતિ માટે કરવાનો આદર્શ તમારી સમક્ષ રાખો તો આ પુસ્તકમાં કરેલો એનો સમાવેશ સાર્થક થશે.



[ ૧ ]

## ભરતનો ભ્રાતૃપ્રેમ

તળેટીમાં છાવણી નાખી પડેલી સેનામાં હાથીઘોડાને જોઈ ને તેમ જ હથિયારોના ખડખડાટથી અને માણસોના શોરબકોરથી ભયભીત થઈને તે ભાગનાં હરણ વગેરે પ્રાણીઓ પર્વત ઉપર નાસવા લાગ્યાં. રામ, સીતા અને લક્ષ્મણ આ વખતે પર્ણકુટીના આંગણામાં લક્ષ્મણે આણેલાં ફળ ખાવા બેઠાં હતાં. હરણોને નાસતાં જોઈ રામે લક્ષ્મણને કહ્યું : "કોઈ દિવસ નહીં અને આજે આ હરણ આમ કેમ દોડે છે! જો, એમની આંખમાં ભયનું ચિહ્ન જણાય છે અને વારે વારે એ પાછળ નજર નાખ્યા કરે છે. જો તો ખરો પાછળથી કોણ આવે છે? આ તપોવનની શાંતિનો ભંગ કરી પાપમાં પડવાનું કયા હતભાગી શિકારીને સૂઝ્યું હશે?" પોતાનાં વહાલાં મૃગલાંને પ્રાણ બચાવવા ફાળ ભરીને દોડતાં જોઈ સીતાનું મન પણ ઘણું દુભાયું.

લક્ષ્મણે ઝાડ પર ચડી દૂર નજર નાખી અને બોલ્યો : "આ તો કોઈ રાજાનું મોટું લશ્કર આવીને તળેટીમાં પડ્યું છે; પણ અરે, આ રઘુકુળનો કોવિદારધ્વજ ફરકતો જણાય છે. પેલો, મહારાજ દશરથ સવારી કરતા તે વૃદ્ધ શત્રુંજય હાથી ડોલે. આ તેના સાદ સંભળાય. આ તો ભરત સેના લઈ અહીં આવ્યો છે કે શું? જોયો એ દુષ્ટ? આપણને અયોધ્યામાંથી કાઢી વનમાં મોકલ્યાં એથી યે સંતોષ ન પામતાં અહીં વનમાં પણ આપણી કેડે પડી આપણો કાંટો કાઢી નાખવા ઇચ્છે છે! આવવા દો, એને ચખાડી દઉં આજે મારા બાહુબળનો સ્વાદ. એને

ચિત્રકૂટમાં જ ઓંયબેગો કરી નાખું. આર્ય, તમે પણ ધનુષબાણ તૈયાર કરીને ઊભા રહો. એ દુષ્ટ કયે વખતે અને કયી રીતે આવશે એનો ભરોસો નહીં. આપણે હવે આઠે પહોર ચેતતા રહેવું પડશે."

રામે કહ્યું : "લક્ષ્મણ, ઉતાવળો થા મા. ભરતનો સ્વભાવ હું જાણું છું. એ તું માને છે એવો લોભી અને ક્રૂર નથી. એ તો ધર્મને અનુસરનારો અને ધર્મને માટે પ્રાણ આપનારો પુરુષ છે. એ કંઈ આપણને મારવા નહીં આવતો હોય. આપણને મળી રાજ્યની કંઈ ગૂંચ ઉકેલવાની ઇચ્છાથી એ આવ્યો હશે. ભલું હશે તો એણે અધર્મથી મળતું રાજ્યાસન સ્વીકારવાની જ ના પાડી હશે અને મા સાથે લડીને અહીંયા આવતો હશે. ભરતને વું કે હું મારીશ અને એ લોહીવાળા હાથે હું અયોધ્યા પર રાજ્ય કરી રઘુકુળને કલંક લગાડું એમ તું માને છે ? હું રાજ્ય કરીશ તો તે ભાઈઓને અળગા રાખીને કે તેમને દાસ રાખીને નહીં કરું. મારા રાજ્યમાં મારા જેટલો જ અધિકાર મારા ભાઈઓનો રહેશે. ભરતના મરણનો વિચાર જ મને કંપાવી મૂકે છે. તુ જરા ધીરજ રાખ. એને અહીં આવવા તો દે. ઉતાવળું અવિચારી પગલું શા કામનું ? अविवेक परमापदां पदम् એ તો તું સારી રીતે જાણે છે."

લક્ષ્મણ પોતાના ઉતાવળાપણા માટે જરા લજવાયો. એટલામાં ભરત, શત્રુઘ્ન અને સુમંત્ર આશ્રમની ખોળમાં નીકળેલાં, તે ઝાડે બાંધી રાખેલા દર્ભના બંધનું એંધાણ જોતા જોતા આવતા હતા, તે ધુમાડો જોઈને તે તરફ વળ્યા અને રામની પર્ણકુટી પાસે આવી પહોંચ્યા

રામે મૃગચર્મ અને વલ્કલ ઓઢેલાં હતાં. જટા બાંધેલી હતી; છતાં ભરતે દૂરથી જ રામને ઓળખ્યા એકદમ તે દોડ્યો અને રામના પગમાં તેણે માથું મૂક્યું. આંખનાં આંસુથી રામનાં ચરણ ધોયાં ને કહેવા લાગ્યો : 'અરે ! જેની આસપાસ અમાત્યો બેસવા જોઈએ તેની આસપાસ આજે મૃગલાં વિંટળાય છે ! ચંદનલેપને યોગ્ય એવા શરીર પર આ જટાભાર શો ? એ બધું દુઃખ તમને મારે લીધે પડ્યું ! ધિક્કાર છે મને અધમને !" આટલું બોલતાં એનો કંઠ આંસુથી રૂંધાઈ ગયો. 'આર્ય' એટલુંજ વચન મોંમાથી નીકળી શક્યું.

રામે ભરતને ઉઠાડ્યો અને બાથમાં લીધો : "ભરત આ શું ? તારે માથે આ જટા શાની ? તું કેટલો સુકાઈ ગયો છે ? ઓળખાતો પણ નથી !

આટલો શોક શા માટે કરે છે? અયોધ્યામાં પિતા, માતા, પ્રજા—સૌ કુશળ તો છે ને! રાજ્ય તો ઠીક ચાલે છે ને!"

ભરતે કહ્યું; "કહેતાં મારી જીભ ઊપડતી નથી. તમારા ગયા પછી વિયોગદુખે વિલાપ કરતાં કરતાં પિતાશ્રીએ દેહ છોડ્યો. અરે! હું આખા કુળને નડ્યો. એ પાતકનું શું પ્રાયશ્ચિત કરું?"

રામે ભરતને પંપાળ્યો. લક્ષ્મણે ભરતને પ્રણામ કર્યા. સૌ મળીને શોક કરતાં કરતાં મંદાકિનીમાં સ્નાન કરવા ગયાં. રામે નદીમાં પિતાનું તર્પણ કર્યું અને સૌ પાછાં પર્ણકુટીમાં આવ્યાં.

વનવાસીને યોગ્ય એવો ફળાહાર થયા પછી ભરતે વાત ઉપાડી. એણે કૈકેયીનાં કૃત્ય માટે રામની ક્ષમા માગી. રાજ્યગાદી ન લેવાની પોતાની દૃઢ પ્રતિજ્ઞા કહી બતાવી, ને છેવટે કહ્યું "આર્ય, તમે મારી સાથે ચાલો અને રાજ્યાસન પર બેસો. અયોધ્યાની પ્રજા તમારા વિયોગે ઝૂરે છે; કૌસલ્યા અને સુમિત્રા માતા તમારા વિયોગે જળ વિના જેમ માછલું તરફડે એમ તરફડે છે. મંત્રીઓ મોટી મૂંઝવણમાં પડ્યા છે. એ બધાંના સામું જોઈ તમે પાછા ચાલો. કોસલ દેશની ગાદી તમારી જ છે, મારે એ ગાદી શિવનિર્માલ્ય બરાબર છે."

રામે જવાબ આપ્યો: "ભરત, મારી પાસે એક જ વાત છે, અને તે પિતાજીની આજ્ઞા. મેરુ ચળે, અગ્નિ ઉષ્ણતા છોડે કે પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઊગે, છતાં હું પિતાજીની આજ્ઞાના પાલનમાંથી ચળવાનો નથી. રામ એકવચની છે, તે તો તું જાણે છે. હવે તો ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યા સિવાય મારાથી અયોધ્યામાં પ્રવેશ થઈ જ ન શકે. પિતાની આજ્ઞા પાળવી એ તારો પણ ધર્મ છે. પિતાએ તને ગાદી સોંપી છે. પછી તું શાને તે છોડીને નીકળ્યો છે? તું રાજ્ય નહીં કરે તો કોસલમાં અરાજકતા અને અંધાધૂંધી ફેલાશે એનું પાપ કોને લાગશે તેનો વિચાર કરી જો, અને અયોધ્યા પાછો જઈ ગાદી પર બેસ. પ્રજાને, માતાને, સર્વને સમજાવજે કે સત્ય એ જ ધર્મ છે. આખું વિશ્વ એ સત્યને આધારે નભે છે. સત્યને સારુ મરી ફીટવું પણ સત્ય ન છોડવું એ માણસનો પરમ ધર્મ છે, અને એમાં જ શ્રેયની સિદ્ધિ છે; માટે તમે મારે માટેનો મિથ્યા મોહ છોડી તમારાં કર્તવ્ય હોય તે કર્યા જજો."

ભરતનો નિશ્ચય પણ અડગ હતો. તેણે રામની સાથે ઘણી જીદ કરી કહ્યું: "વસિષ્ઠ આપણા ગુરુ છે. તે પિતાજીના પણ ગુરુ હતા. તેમની આજ્ઞા પાળવી જોઈએ. તેમણે તમને અયોધ્યા આવવાની આજ્ઞા કરી છે. એને તો તમે માથે ચઢાવશો જ ને?

ભરતના બોલ બધા પાણીમાં ગયા. પવનના અનેક ભારે સપાટા આગળ પણ પર્વત જેમ અચળ રહે તેમ રામ અચળ રહ્યા. કમળપત્ર પર ગમે તેટલું પાણી પડે છતાં જેમ કમળપત્ર અલિપ્ત જ રહે, તેમ ભરતનાં આજીજીનાં વચનો રામના હૃદયમાં અટક્યા વિના એક કાને પેસીને બીજે કાનેથી નીકળી ગયાં. તપોવનના ઋષિઓ રામને મળવા આવ્યા હતા. તે બંને ભાઈઓનો એક બીજા પરનો પ્રેમ, બંનેની સત્યપ્રિયતા અને અચળ દૃઢતા જોઈને દંગ થઈ ગયા. ભરતે જોયું કે રામ કોઈપણ રીતે વાળ્યા વળતા નથી; ત્યારે તેણે નિરાશ થઈને કહ્યું: "ત્યારે હવે જ્યાં સુધી રામ અયોધ્યા આવવાની હા ન પાડે, ત્યાં સુધી આ પર્ણકુટીમાં દર્ભાસન પર અન્નજળ કંઈ જ લીધા વિના હું બેસી રહીશ અને દેહ પાડીશ."

ભરતની આ પ્રતિજ્ઞા સાંભળી રામને દુઃખ થયું. તેમણે કહ્યું: "ભરત, આમ બળાત્કાર કરીને મને સત્યને રસ્તેથી ચળાવવા માગે છે શું? તને ધર્માત્માને એ શોભે પણ ખરું? ઊઠ, બેઠો થઈ જા, અને આગ્રહ છોડી દે." ભરતે ઋષિઓ તરફ જોઈ કહ્યું: "તમે રામને કેમ કંઈ કહેતા નથી?" ઋષિઓએ જવાબ દીધો: "રામ સત્યનું પાલન કરે છે. એમાં અમે એમને શું કહીએ? તમે જ પાછા જઈને પિતાની આજ્ઞા પ્રમાણે રાજ્ય કરો અને પિતાનું ઋણ ફેડો તો શું ખોટું?"

ઋષિનાં વચનો કંઈક ભરતને ગળે ઊતર્યાં. આખરે ઊંડો નિસાસો નાખીને તેણે કહ્યું: "છતાં પણ હું અયોધ્યામાં તો નથી જ રહેવાનો કે ગાદીએ પણ નથી બેસવાનો. આર્ય, તમારી પાદુકા મને આપો. હું નગર બહાર રહીશ. એ પાદુકા જ રાજ્યાસન પર બિરાજશે અને એની આણ વર્તશે. તમે વનમાંથી આવશો ત્યારે તમારી સાથે જ હું અયોધ્યામાં પગ મૂકીશ. બરાબર ચૌદ વર્ષ હું તમારી રાહ જોઈશ. ચૌદ વર્ષથી એક દહાડો પણ વધારે થયો તો હું ચિતા ખડકીને બળી મૂઓ જાણજો."

ભરત રામ પાસેથી પાદુકા લઈ માથે મૂકી પર્વત ઊતરવા લાગ્યો. ભરતે લક્ષ્મણને અયોધ્યા આવવા ઘણો આગ્રહ કર્યો, છતાં લક્ષ્મણે તો રામની સાથે જ રહી તેમની સેવા કરવાની જ ઇચ્છા દર્શાવી. રામ અને લક્ષ્મણ બંને સેનાની છાવણી સુધી ગયા; સેનાને જોઈ અને સૈનિકોને મળ્યા. છેવટે વિદાય લેવાનો વખત આવ્યો. ચારે ભાઈઓની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. રામે ભરત અને સુમંત્રને સૌ માતાઓની ભાળ રાખવાનું અને પ્રજાનું મન સાચવવાનું યાદ દેવડાવ્યું. ભરતે રામને પ્રણામ કર્યા, લક્ષ્મણને આશીર્વાદ દીધો અને ભાઈઓ છૂટા પડ્યા.

રામની પાદુકા શત્રુંજય હાથી પર અંબાડીમાં મૂકવામાં આવી. સૈન્ય આવ્યું તે જ રસ્તે પાછું ફર્યું. અને થોડે દિવસે અયોધ્યા આવી પહોંચ્યું. સેનાને અયોધ્યા મોકલી ભરત નંદિગ્રામમાં જ રહ્યો. રામની પાદુકાનો નંદિગ્રામમાં અભિષેક થયો. ત્યાર પછી પ્રધાનો કોસલનું રાજ્ય ચલાવવા લાગ્યા. દરેક અગત્યની બાબતમાં તેઓ ભરતની સલાહ લેતા. ભરત પહેલાં પોતાનો વિચાર પાદુકા આગળ જણાવતો અને પછી તે પ્રમાણે હુકમ આપતો.

• ચન્દ્રશંકર શુક્લ •

卐

[ ૨ ]

## મહાકવિ પ્રેમાનંદ

૧

ગૂજરાતી ભાષાનો સર્વોત્તમ કવિ પ્રેમાનંદ છે. જે સૈકામાં એ થઈ ગયો તે ગૂજરાતના વિદ્યા–પ્રકરણમાં સર્વોત્તમ સમય હતો. આપણા ત્રણ મોટા કવિઓ એ જ સૈકામાં થઈ ગયા છે. આણી તરફ સામળભટ વાર્તારૂપે પોતાના સમયનાં સંસારચિત્ર આપવાનો રિવાજ પહેલવહેલો જ પ્રાકૃત ભાષાઓમાં દાખલ કરતો હતો, તો પેલી તરફ અખો ભગત, લોકોના મનને સોના સરખા વહાલા જે જૂના જમાનાના વહેમો, તેને હથોડો લઈને તોડવા મંડી ગયો હતો.

પ્રેમાનંદની કવિત્વશક્તિ અસાધારણ છે. એ જે વિષય ઉપર લખે છે તેનું આબેહૂબ ચિત્ર વાંચનારની નજર આગળ ઊભું કરવામાં એ કદી

ચૂકતા નથી. રસની બાબતમાં કોઈ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાક્યું તીર મારનારો તો પ્રેમાનંદ જ. એ ધારે છે ત્યારે રડાવે છે, ધારે છે ત્યારે હસાવે છે, અને ધારે છે ત્યારે શાંત રસના ઘરમાં આપણને લઈ જઈ બેસાડે છે. એની વધારે મોટી ખૂબી તો એ છે કે એને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી, અને તે એવી સ્વાભાવિક રીતે કરે છે કે લેશમાત્ર પણ રસભંગ થતો નથી. આવી રીતે એ કાવ્યસિદ્ધ કરે છે તેનું મુખ્ય કારણ એ છે કે એને જનસ્વભાવનું બહુ જ ઊંડું જ્ઞાન છે. ગ્રંથસંકલનામાં પણ એ સર્વોપરી છે. ક્યાં કેટલો અને કેવો રસ મૂકવો એ પ્રેમાનંદ બરાબર સમજે છે. એની ભાષા શુદ્ધ અને પ્રૌઢ, શૈલી સીધી અને સંક્ષિપ્ત અને પદબંધ સરળ તથા કોમળ છે.

આ બધા ગુણોને લીધે એ કવિ ઘણો જનપ્રિય છે; એનાં ઘણાંખરાં કાવ્યો તો એક રીતે ગુજરાતમાં પુજાય છે એમ કહીએ તો પણ ચાલે. હજારોને 'સુદામાચરિત્ર' શનિવારે અને 'હુંડી' રવિવારે ગાઈ જવાનો નીમ જ છે. ગામેગામ ચૈત્ર માસમાં એનું ઓખાહરણ તો ઊછળી જ રહે છે, જુવાન કે વૃદ્ધનાં અંતઃકરણ વિહ્વલ કરી નાખે છે, અને વ્યાસને એ કાવ્યથી રોજી આવે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાંત્યાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે અને લોકો અરધી રાત આનંદમાં અને નાગરો ઉપર ફિટકાર પાડવામાં કહાડે છે. સુરતમાં કે જ્યાંના લોકોએ એ કવિનો રસ વિશેષ ઝીલ્યો હોય એમ માલૂમ પડે છે, ત્યાં દરેક સ્ત્રીના સીમંત પ્રસંગે સાસરે ને પિયર મોસાળું ગવડાવવું એ તો એક આચારનો જ ભાગ થઈ પડ્યો છે. ચોમાસાના દહાડામાં ત્યાં એક પણ ગામડું એવું નહીં માલૂમ પડે કે જેમાં પ્રેમાનંદકૃત દશમસ્કંધ વંચાતો નહીં હોય. ત્યાં ભાગવત વાંચ્યે ભણ્યું સાર્થક થયું ગણાય છે. ધન્ય છે પ્રેમાનંદને કે જેના કાવ્યસમુદ્રમાં પર્વેપર્વે સ્નાન કરવાને આટલા બધા જીવ ધાઈને આવે છે અને શુદ્ધ, કોમળ તથા ભક્તિમાન થઈને સંસારમાં પાછા વળે છે.

• નવલરામ પંડ્યા •



૨

આપણા પ્રસિદ્ધ સાહિત્યવિવેચક સ્વ. નવલરામભાઈએ ગૂજરાતના મહાકવિ પ્રેમાનંદનાં ઉપરના શબ્દોમાં ગુણગાન કર્યાં છે. તેમનો જન્મ વડોદરામાં ઈ. સ. ૧૬૩૫ના અરસામાં થયો હતો, અને આપણી ભાષાના સદ્‌ભાગ્યે શ્રુતિમાં કહેલું સો વર્ષ જેટલું આયુષ્ય એમણે ભોગવ્યું હતું.

એનામાં આવી અદ્‌ભુત કવિત્વશક્તિ ક્યાંથી સ્ફુરી એ વિષે વિવિધ દંતકથાઓ ચાલે છે. કહે છે કે એ ૧૪–૧૫ વર્ષની વયનો થયો ત્યાં સુધી અભણ અને જડભરત જેવો જ હતો. તેવામાં ગામમાં કોઈ સિદ્ધપુરુષ પધાર્યા, તેમની સેવાચાકરી કરી પ્રેમાનંદે તેમને ખુશ કરી નાખ્યા. પોતાનો મુકામ ઊપડવાને પ્રસંગે પેલા પુરુષે પ્રેમાનંદને કહ્યું: 'કાલે સવારે વહેલો આવજે.' આ ઓલિયાભાઈને પહોંચતાં મોડું થયું અને સિદ્ધપુરુષ તો ઊપડી ગયા. પ્રેમાનંદ તો હાંફળોફાંફળો અને સિદ્ધપુરુષ ગયાની વાટ પૂછતો તેમની વાંસે પડ્યો, અને થોડેક દૂર તેમને પકડી પાડ્યા. સિદ્ધપુરુષે તેની જીભ ઉપર કાંઈક લખ્યું અને કહ્યું કે 'વખતસર આવ્યો હોત તો સંસ્કૃતમાં તું મહાકવિ થાત, પણ મોડો આવ્યો માટે પ્રાકૃતભાષામાં તું સારી કવિતા રચી શકશે.'

પ્રેમાનંદપુત્રરચિત 'યુધિષ્ઠિર–વૃકોદરસંવાદાખ્યાન'ના મંગળાચરણ ઉપરથી જણાય છે કે યાત્રામાં ફરતાં ફરતાં પ્રેમાનંદને કોઈ ગુરુ રામચરણ મળી ગયા અને તેમણે દેશી ભાષામાં અતિ પ્રાચીન તથા

'કોમલતા કમલથી અધિક દેખાય જેમાં
મધુ સુધા મિષ્ટપણે હારીહારી જાય છે.'

એવી સર્વગુણસંપન્ન અને અસલ ગૂર્જરગિરાની સેવા કરવાનો બોધ આપ્યો, અને એ 'ભક્તિપ્રદભાષાની સેવાના ગુરુમંત્રથી પ્રેમાનંદ આપણા પ્રેમનું પાત્ર અને આનંદનું ધામ બન્યો.' પહેલાં જે દંતકથા આપી ગયા તેમાં રહેલું ચમત્કારનું તત્ત્વ કાઢી નાખીએ તો દંતકથાની અને આ પ્રસંગની હકીકત મળતી આવે છે.

પ્રેમાનંદે ગૂજરાતીમાં કાવ્યો રચવાની કેમ શરૂઆત કરી તે વિશે એક વાત એવી પણ ચાલે છે કે પ્રેમાનંદનો બાપીકો ધંધો પુરાણીનો

હતો. પ્રેમાનંદે પણ પુરાણીની કથા કરવાની શરૂઆત કરી; પણ મંદિરમાં કથા કરવા બેસવાની જગ્યા સારુ બીજા કેટલાક પુરાણીઓ સાથે તેને ઝઘડો થયો. પુરાણીઓનો ગર્વ ઉતારવાના ઉદ્દેશથી તથા શ્રોતાઓને પોતા પ્રત્યે આકર્ષવાના ખ્યાલથી તેણે પૌરાણિક કથાઓ ગૂજરાતી કવિતામાં ઉતારી ગૂજરાતીમાં જ કથા કરવા માંડી. પોતાની કુદરતી કવિત્વશક્તિના પ્રભાવે તેણે એવાં સુંદર આખ્યાનો રચ્યાં કે લોકોનાં ટોળાં તેની જ કથા સાંભળવાને ઊલટ્યાં. પોતાના 'માર્કંડેયપુરાણ'માં પ્રેમાનંદે આ પુરાણીઓની સારી પેઠે ઝાટકણી કાઢી છે; છતાં પ્રેમાનંદે ગૂજરાતી ભાષાની સેવા આટલા બધાં ઉત્સાહ, ખંત અને વ્યવસ્થાપૂર્વક આદરી તેની પ્રેરણાનાં કારણો તો તે સમયના ઇતિહાસમાંથી જ શોધવાં પડશે.

વિક્રમસંવતના સત્તરમા – અઢારમાં શતકમાં હિંદુસ્તાની સિવાયની દેશી ભાષાઓ બહુ પાછળ હતી. અત્યારે આટલા વિકાસને પામેલી બંગાળીના અંકુર જ ફૂટવા માંડ્યા હતા. પેશ્વાઈને પ્રતાપે મરાઠી મહારાષ્ટ્રમાં પૂજા પામતી થઈ હતી; જો કે હિંદુસ્તાનીની બરાબરી તો તે કરી શકી નહોતી જ. રાજદરબારના આશ્રયથી તથા તુલસીદાસ, સુરદાસ જેવા અનેક ભક્તકવિઓના પ્રસાદથી હિંદુસ્તાની ભાખા આર્યાવર્તમાં પ્રસરી હતી. બીજી ભાષાઓ પોતપોતાના પ્રાંતના નામથી ઓળખાતી, ત્યારે હિંદુસ્તાની 'ભાખા' એવા ગૌરવભર્યા નામથી વિખ્યાત હતી. કવિતા તો ગીર્વાણગિરા અથવા ભાષામાં જ થાય તેમ મનાતું. ગૂજરાતી ભાષા તે વખતે કેવી લેખાતી તેનો ખ્યાલ નીચેના આક્ષેપ ઉપરથી આવશે :

> " 'અબેતએ'કા, સોલહિ આને, 'અઠેકઠે'કા બાર;
> આહહિ આને 'ઇકિડંતિકડં', 'શું શાં' પૈસા ચાર."

ભાષાભક્ત કવિ પ્રેમાનંદથી આ સ્થિતિ સહી ન ગઈ અને હિંદુસ્તાનીને ઝાંખી પાડે એવાં કાવ્યો રચવામાં તે રોકાયો. એમ કહેવાય છે કે ગૂજરાતી ભાષા અન્ય ભાષાઓના જેવી સાહિત્યમાં સમૃદ્ધ ન થાય ત્યાં સુધી માથે પાઘડી પહેરવી નહીં એવો તેણે સંકલ્પ કર્યો હતો, અને અંતે જો કે એણે અને એના શિષ્યમંડળે ભારે પરિશ્રમ ઉઠાવીને ગૂજરાતી સાહિત્યનદ રેલમછેલ કરી મૂક્યો, છતાં એ વિનયી અને નમ્ર કવિએ મરતાં લગી પાઘડી નહીં જ પહેરેલી.

ગૂજરાતી ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ કરવાની પોતાની પ્રતિજ્ઞાના પાલનને અર્થે પ્રેમાનંદે અનેક સાહિત્યસેવકોને એકઠા કર્યા હતા. બાવન અનુયાયીઓના તેના મંડળમાં બાર તો સ્ત્રીઓ હતી. દરેકને જુદી જુદી ઢબના અને જુદા જુદા રસવાળા ગ્રંથો રચવાનું કામ તેણે સોંપ્યું હતું. આમાંથી જેમની કૃતિઓ પ્રકાશમાં આવી છે એવા એના શિષ્યો છ જ છે, અને તેમાં યે તેના પ્રતાપી પુત્ર વલ્લભ ને પંડિત કવિ રત્નેશ્વરની કૃતિઓ ગૂજરાતી સાહિત્યમાં કાયમનું સ્થાન પામેલી છે.

પ્રેમાનંદે મોટે ભાગે મહાભારત, રામાયણ, ભાગવત ને પુરાણોમાંથી વસ્તુ લઈ આખ્યાનો રચેલાં છે; પરંતુ વાર્તાનો વિસ્તાર, પાત્રોનું આલેખન, પ્રસંગોનું વર્ણન તથા રસની જમાવટ એ બધું પ્રેમાનંદનું પોતાનું હોઈ એના ગ્રંથો સ્વતંત્ર કૃતિઓ જ ગણી શકાય. પ્રેમાનંદના સમકાલીન કવિ સામળભટે કહ્યું છે કે :

'કથ્યું કથે તે શાનો કવિ,
શીખી વાત તે શાની નવી?'

કેટલાક માને છે કે પ્રેમાનંદ પૌરાણિક વસ્તુ લઈ પોતાનાં આખ્યાનો રચતો, તેને ઉદ્દેશીને સામળે આ ટંકોર કરેલી. અને એ પ્રેમાનંદના જાણવામાં આવતાં તેણે પૌરાણિક વિષય બદલી, નરસિંહ મહેતાના જીવનમાંથી પ્રસંગો લઈ હુંડી, શામળશાનો વિવાહ, મામેરું, શ્રાદ્ધ, વગેરે કાવ્યો રચ્યાં. પરંતુ આ કાવ્યોમાં પણ પ્રેમાનંદે પોતાની પહેલાના કવિઓનાં કાવ્યોમાંથી ઉતારા લીધા છે. જો કે પોતાની વર્ણનશક્તિ ને બુદ્ધિથી તેના સ્વરૂપમાં એવા સરસ ફેરફારો કર્યા છે કે એ કાવ્યોમાં રહેલી ઉત્તમતાનું માન પ્રેમાનંદને જ ઘટે છે; છતાં સામળ પ્રેમાનંદનો હરીફ હોઈ તેનો આક્ષેપ આ બાબત પરત્વે પણ હોય એ સંભવિત છે.

ભરતમુનિના નાટ્યશાસ્ત્રના બધા નિયમો જેમાં જળવાયેલા હોય એવાં અગિયાર નાટકો પ્રેમાનંદે રચ્યાંનું કેટલાક વિદ્વાનો કહે છે અને તે પ્રગટ પણ થયાં છે. એ નાટકોમાં વપરાયેલા ભાષાપ્રયોગો તથા છંદો એ સમયમાં પ્રચલિત નહોતા તે અને એવી બીજી અનેક સંગીન દલીલો બહુ વિસ્તારપૂર્વક અને ઝીણવટથી કરી સાક્ષરશ્રી નરસિંહરાવે એવું સાબિત કર્યું છે કે એ નાટકો પ્રેમાનંદનાં હોઈ જ ન શકે. એ નાટકોને પ્રેમાનંદનાં

કહેવાવાળા વિદ્વાનો પોતાના મતને જો કે વળગી રહ્યા છે, પણ તેમાંના કોઈ નરસિંહરાવની સચોટ દલીલોનું ખંડન કરી શક્યા નથી.

પ્રેમાનંદ નાનપણમાં નિર્ધન હતા, પણ પાછળથી તે સારી સ્થિતિએ પહોંચ્યા જણાય છે. આજીવિકા માટે નંદરબાર સેવવું પડેલું એ તો એનાં કાવ્યોમાંથી જ મળે છે. નંદરબારના રાજાનો કવિ ઉપર સારો ભાવ હતો અને એના તરફથી તેને ઠીક મદદ મળતી. તેના બીજા મિત્રો પણ વખતોવખત મદદ આપતા રહેતા એવું તેના જીવનના કેટલાક પ્રસંગો પરથી જણાય છે; પરંતુ પોતાને આશ્રય આપનાર કોઈની ખુશામત કવિએ કરી નથી. એ સંબંધમાં એક એવી વાત ચાલે છે કે કોઈ રઘુનાથ ભગવાનદાસ નામે કવિનો પૈસાદાર પારેખ હતો. એને ત્યાં એનું ખાતું પતરું રહેતું ને બંને સ્નેહી પણ હતા. એક વાર પારેખે કહ્યું : 'કવિ, મારે માટે કંઈ કવિતા કરો તો ઠીક.' કવિએ જવાબ આપ્યો: 'કવિતાનું ખરું પાત્ર તો ઇશ્વર જ છે, માટે ઇશ્વર સિવાય કોઈની હું સ્તુતિ કરતો નથી.' શેઠ કહે: 'જો એમ હોય તો નરસિંહ મહેતાની કવિતા કેમ કરી?' કવિ બોલ્યા: 'નરસિંહ મહેતા સંબંધી જે જે કાવ્યો મેં લખ્યાં છે તે માત્ર ઇશ્વરનો મહિમા ગાવા માટે છે. તમે જો એ કાવ્યો વિચારીને વાંચી જોશો તો મારું કહેવું તમને ખરું લાગ્યા વિના રહેશે નહીં' ધન્ય છે એ નિઃસ્પૃહતાને અને સ્વાતંત્ર્યપ્રિયતાને!

ભાષાના ઉત્કર્ષને માટે પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા પાળવા જીવનભર અથાગ શ્રમ કરનાર એ સાહિત્યપ્રેમીના જેવી જ નિર્મળ ભક્તિ સ્વભાષા પ્રત્યે રાખીને અને તેની બને તેટલી સેવા કરીને જ એ મહાકવિનું અને સ્વભાષાનું ઋણ આપણે ફેડી શકીએ. આપણાં વંદન હજો એ વીર ભક્તને!

· નરહરિ પરીખ ·

## [ ૩ ]

## આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રૉય

આપણે ત્યાં વિદ્વાનો અને શાસ્ત્રીઓ મોટે ભાગે પોતાના અભ્યાસમાં અને શોધખોળમાં જ ડૂબી રહે છે, અને પોતાના અભ્યાસખંડ બહાર

પણ એક વિશાળ જગત વસે છે, એની તેમને બહુ ઓછી ખબર હોય છે. આચાર્ય પ્રફુલ્લચન્દ્ર પણ પ્રખર વિજ્ઞાનશાસ્ત્રી છે. ચોખંડમાં એમની કીર્તિ વિસ્તરેલી છે. પણ એઓ આવી જાતના શાસ્ત્રી નથી. પોતાની આસપાસના જગત સાથે એમનો ગાઢ સંબંધ એમણે જાળવી રાખ્યો છે, અને પોતે જે રસાયણશાસ્ત્રનું અધ્યયન કર્યું તેનો તેમણે વ્યવહારિક ઉપયોગ પણ કરી બતાવ્યો છે. આ ઉપરાંત પોતાનાં દેશનાં દીન–દુઃખીઓનાં સંકટ ટાળવા માટે એમણે જે અથાગ પ્રયત્નો કર્યાં છે, દેશી અને રેંટિયાના પ્રચાર માટે જે જહેમત ઉઠાવી છે, અને દેશની ઉન્નતિ અર્થે બીજા જે અનેકવિધ પ્રયત્નો કર્યાં છે, એ બધાંને લીધે તેઓ એક આદર્શ નાગરિક અને આદર્શ વિદ્વાન બન્યા છે, અને એ રીતે એમનું જીવન આપણા દેશના વિદ્યાર્થીઓને અનેક રીતે આદર્શરૂપ થઈ પડે એવું છે.

આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રોયનો જન્મ ઈ. સ. ૧૮૫૯માં ખુલના શહેરની નઋત્યે ૪૭ માઈલ દૂર આવેલા રાડુલી ગામમાં થયો હતો. એમના પિતા હરિશ્ચન્દ્ર રોય ચૌધરી ફારસીના મોટા વિદ્વાન હતા અને અંગ્રેજી ભાષાનો પણ તેમણે સારો અભ્યાસ કર્યો હતો. ખુલનામાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર કરવામાં એમનો ફાળો ખૂબ મોટો હતો. એમણે પોતાના મકાનમાં માધ્યમિક અંગ્રેજી શાળા ખોલી હતી, તેમજ કન્યાવિદ્યાલય પણ પોતાના મકાનમાં જ શરૂ કર્યું હતું, અને બીજાઓને ઉત્સાહ આપવા માટે સૌ પહેલાં પોતાની પત્ની અને બેનને તેમાં દાખલ કરાવ્યાં હતાં. એઓ ખૂબ માયાળુ અને સત્યનિષ્ઠ હતા. પોતાના ખેડૂતો મુશ્કેલીમાં હોય ત્યારે પોતે મહેસુલ માફ કરી દેતા, પણ સરકાર કાંઈ એમનું મહેસુલ માફ કરતી નહીં, એટલે એમને તો ઊછીનાં નાણાં લાવીને મહેસુલ ભરવું પડતું. આમ ને આમ તેમણે પોતાની ઘણીખરી સંપત્તિ જતી કરી.

એમની સાહિત્યનિષ્ઠાનો એક પ્રસંગ જાણવા જેવો છે. રામતારણ ચટ્ટોપાધ્યાય નામે એમના એક નિકટના મિત્ર હતા. તેમણે કેવળ એમના મોઢાના વચન ઉપર એમને પુષ્કળ નાણાં ધીર્યાં હતાં. લખાણ કશું જ કર્યું નહોતું. પોતાની સ્થિતિ રામતારણનું લેણું ચૂકવી શકાય એવી નથી એવું જ્યારે એમને લાગ્યું, ત્યારે એમણે પોતાની જમીનદારીના એક ભાગનો વેચાણ દસ્તાવેજ તેમના હાથમાં સોંપી દીધો !

એમનાં માતા ભુવનમોહિની રૂપરૂપનો ભંડાર હતાં. તેમ તેમનામાં અસામાન્ય ગુણો પણ હતા. તેમના મીઠા સ્વભાવે બધાંનાં મન હરી લીધાં હતાં. આમ પોતાના ઘરમાં બબ્બે નિશાળ બેસાડનાર અને પોતાના ખેડૂતોનાં કષ્ટ દૂર કરવા ખુવાર થનાર સત્યનિષ્ઠ અને માયાળુ પિતા તથા પ્રેમાળ માતાનો પુત્ર પોતાનું આખું જીવન વિદ્યા અને લોકહિતની સાધનામાં જ અર્પણ કરે એ સ્વાભાવિક છે.

×

જ્યારે પ્રફુલ્લચન્દ્ર ચાર વરસના થયા ત્યારે એમને નિશાળે બેસાડવામાં આવ્યા. જેમ જેમ એમની ઉંમર વધતી ગઈ તેમ તેમ એમના પિતાને પોતાનાં બાળકોની કેળવણીની ચિંતા થવા લાગી. કલકત્તામાં બીજી કોઈ સારી ગોઠવણ થઈ શકી નહીં, એટલે તેઓ જાતે કુટુંબ સાથે કલકત્તા આવીને રહ્યા અને ત્યાં પોતાના પુત્રોને ભણાવવા લાગ્યા. પ્રફુલ્લચન્દ્ર તે વખતે ખૂબ ખ્યાતિ પામેલી હેર સ્કૂલમાં દાખલ થયા. અને ચાર વરસ સુધી એમણે ત્યાં અભ્યાસ કર્યો. એ વખતે પ્રફુલ્લચન્દ્ર વાંચવામાં અને ખાવામાં જોઈએ એવા સંયમી કે નિયમિત નહોતા. વાંચવાનો ખૂબ શોખ હતો એટલે રાત દહાડો પુસ્તક લઈને જ મંડી રહેતા. રાતે નવ વાગ્યાથી વધારે વાંચતા નહીં પણ મળસ્કે ત્રણ વાગ્યાથી ઊઠીને વાંચવા મંડી જતા. વાચનમાં કોઈપણ જાતની અડચણ આવતી તો એમને ખૂબ લાગી આવતું. એક દિવસે એઓ આ પ્રમાણે વાંચવા માટે વહેલા ઊઠયા પણ જુએ તો દીવામાં તેલ ન મળે. તરત જ બીજે ક્યાંયથી મળે એમ પણ હતું નહીં. એટલે એમણે માથામાં નાખવાનું ફુલેલ તેલ દીવામાં નાખી વાંચવાનું શરૂ કર્યું! ખાવાની બાબતમાં પણ એઓ કશો સંયમ પાળતા નહોતા. મનમાં આવ્યું તે ખાતા. જેટલીવાર મન થાય તેટલીવાર ખાતા. પણ આવો અનિયમિત અત્યાચાર શરીર ક્યાં લગી સહી શકે? થોડા જ વખતમાં એઓ માંદા પડ્યા. એવા માંદા પડ્યા કે એક આખું વર્ષ માંદગીમાં ગયું અને બીજું આખું વર્ષ આરામમાં ગયું. આમ પોતાની અનિયમિત અને ખોટી ટેવોને લીધે એમને બે વર્ષો ખોવાં પડ્યાં.

આ પ્રસંગે એમને એવો પાઠ શીખવ્યો કે ત્યારપછી આખા જીવન દરમિયાન એમણે વાચન અને ભોજનમાં એવો કડક સંયમ અને

નિયમિતતા પાળ્યાં કે આજે પણ તે વસ્તુ એમના જીવનની એક મહત્ત્વની સિદ્ધિ ગણાય છે.

બાર વર્ષની વયે પ્રફુલ્લચન્દ્ર માંદા પડ્યા અને એમને નિશાળ સાથેનો સંબંધ છોડવો પડ્યો. એ બે વર્ષ એમને ઘેર બેસીને જ ગાળવાં પડ્યાં. એ વખત એમણે પોતાનાં પિતાના પુસ્તકાલયમાં ગાળ્યો, અને ત્યારપછી એમને અંગ્રેજી સાહિત્ય અને ઇતિહાસમાં રસ લાગ્યો. સાથે સાથે એમણે લૅટિન અને ફ્રેંચ પણ શીખી લીધાં. એ એમને પાછળથી નિશાળના અભ્યાસમાં ખૂબ કામ લાગ્યાં.

સાજા થયા પછી પ્રફુલ્લચન્દ્ર કલકત્તાની આલ્બર્ટ સ્કૂલમાં દાખલ થયા. ત્યાં એમને કેશવચન્દ્ર સેનના ભાઈ કૃષ્ણવિહારી સેન જેવા અસાધારણ પ્રતિભાશાળી શિક્ષક મળ્યા અને તેમણે એમનો અંગ્રેજી સાહિત્યનો શોખ વધારી આપ્યો. આજ નિશાળમાં એઓ બ્રાહ્મ શિક્ષકોના સંસર્ગમાં આવ્યા અને વખત જતાં કેશવચન્દ્ર સેનનાં વ્યાખ્યાનોએ એમને ૧૮૮૨માં બ્રાહ્મ સમાજના સભ્ય બનાવ્યા.

એમણે જ્યારે હાઇસ્કૂલનું શિક્ષણ પૂરું કર્યું ત્યારે બંગાળામાં નવું જ ચેતન પ્રસરતું હતું. ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરે તે વખતે વિધવાવિવાહની જબરી ચળવળ શરૂ કરી હતી અને તેનાં આંદોલનો સમાજના એકેએક ઘરમાં પહોંચી ગયાં હતાં. સૌ કોઈ સારાસાર વિવેક કરવા મંડી ગયું હતું. કેશવચન્દ્રનાં વ્યાખ્યાનોની ઝડીએ અનેકને ધર્મ સંબંધી ઉદારતા અર્પી હતી. સુરેન્દ્રનાથ બેનરજી અને આનંદમોહન બસુએ રાજકીય વિચારોના તરંગો જગાડવા માંડ્યા હતા. પ્રફુલ્લચન્દ્ર ઉપર આ બધાંની અસર થઈ. કેશવચન્દ્રની અસરથી એઓ બ્રાહ્મ થયા. વિદ્યાસાગરની અસરથી એમને સંસારસુધારાની આવશ્યકતા સમજાઈ અને આનંદમોહનની, દૃઢતા, ચારિત્ર્ય અને દેશપ્રેમે તેમને તેમના પૂજારી બનાવ્યા. સુરેન્દ્રનાથની વાણીએ એમને દેશપ્રેમ અને રાજકીય સ્વતંત્ર્યની ઝંખના અર્પી.

સુરેન્દ્રની વાણીની તો એમને એટલી બધી મોહની લાગી હતી કે જ્યારે એમને કૉલેજમાં દાખલ થવાનો વખત આવ્યો ત્યારે એમણે મેટ્રોપોલિટન કૉલેજ પસંદ કરી, કારણ કે ત્યાં સુરેન્દ્રનાથ અધ્યાપક હતા. વળી અહીં જ એમને સુવિખ્યાત અધ્યાપક સર જ્હોન ઈલિયટ અને

એલેક્ઝાંડર પેડલર જેવા વિદ્વાન પાસે પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર શીખવા મળ્યાં.

એમના પિતાની ઇચ્છા એવી હતી કે બધા પુત્રોને વિલાયત મોકલવા અને ત્યાં તેમને ઉચ્ચ કેળવણી આપવી. પણ દિવસે દિવસે તેમની આર્થિક સ્થિતિ બગડતી જતી હતી, એટલે એ બને એમ હતું નહીં, અને એથી તેમને અંતરમાં ખૂબ દુઃખ થતું હતું, પ્રફુલ્લચન્દ્ર આ બધું સમજતા હતા અને એટલે જ એમણે ધીમે ધીમે ગિલક્રાઇસ્ટ શિષ્યવૃત્તિની પરીક્ષા માટે તૈયારી કરવા માંડી હતી. ઈ. સ. ૧૮૮૨ માં એમણે એ પરીક્ષામાં ઉત્તીર્ણ થઇ એ શિષ્યવૃત્તિ મેળવી. બી. એ. થવાની રાહ જોયા વિના એ વિલાયત ઊપડી ગયા.

બાળપણથી જ એમને અંગ્રેજી સાહિત્ય અને ઇતિહાસનો ભારે શોખ હતો, પણ હવે એમને સમજાયું કે ભાષા અને ઇતિહાસના અભ્યાસદ્વારા દેશનું દળદર ફીટે એમ નથી. એ માટે તો વિજ્ઞાનનો જ આશ્રય લેવો પડશે. એટલે એડિનબરો વિદ્યાપીઠમાં દાખલ થયા પછી કયો વિષય લેવો એનો નિર્ણય કરતાં એમણે લગારે વિલંબ ન કર્યો. પોતાના પ્રિય વિષયો સાહિત્ય અને ઇતિહાસને પડતા મૂકી એમણે રસાયણશાસ્ત્રની જ પસંદગી કરી અને તેમાં જ એક ચિત્તે તલ્લીન થઈ ગયા.

અહીં પણ એમને યુરોપના તે વખતના બે પ્રસિદ્ધ વૈજ્ઞાનિકો પી. જી. ટેઇટ અને એલેક્ઝાંડર ક્રમબ્રાઉનને હાથે શીખવાનું મળ્યુ એ એમનું સદ્‌ભાગ્ય જ ગણવું જોઈએ. એમને પ્રતાપે પ્રફુલ્લચન્દ્રને રસાયણશાસ્ત્રમાં ખૂબ રસ પડવા માંડયો અને થોડા જ વખતમાં પોતે બુદ્ધિશાળી વિજ્ઞાનપ્રિય વિદ્યાર્થી તરીકે સૌના પ્રેમપાત્ર થઈ પડ્યા.

કૉલેજના સમય બહાર તેઓ ખૂબ ધ્યાનપૂર્વક એકચિત્તે વાંચતા. નિયમિત અભ્યાસને લીધે ઈ. સ. ૧૮૮૫ માં એઓ બી.એસસી. માં પાસ થયા અને ત્યાર પછી બે વર્ષે 'ગ્રેડ્યુએટેડ સલ્ફેટ ઑવ ધ કૉપર મૅગ્નેસિયમ ગ્રુપ' નામના નવા જ મિશ્રપદાર્થની શોધ કરી એમણે ડી.એસસી. [ ડૉક્ટર ઑફ સાયન્સ ] ની પદવી મેળવી. એમનો નિબંધ સર્વશ્રેષ્ઠ ગણાયો. એટલે એમને ૫૦ પાઉન્ડનું ઇનામ પણ મળ્યું.

આમ એમણે દેશની જરૂરિયાતનો વિચાર કરી પોતાના પ્રિય વિષયનો અભ્યાસ જતો કર્યો, છતાં પણ તે એકદમ છૂટે એમ નહોતો. ઇંગ્લંડમાં અભ્યાસ કરતા હતા તે દરમિયાન જ એમણે 'ઈન્ડિયા બિફોર એન્ડ આફ્ટર ધ મ્યુટિની' નામે એક મોટો નિબંધ લખીને પ્રગટ કર્યો. એ નિબંધમાં એમનો અંગ્રેજી ભાષા ઉપરનો કાબૂ, ઇતિહાસ અને રાજનીતિનું સૂક્ષ્મ જ્ઞાન અને ઊંડી દેશપ્રીતિ આપણને જોવા મળે છે. આ પુસ્તક ખૂબ નાનું હોવા છતાં ત્યાંના અનેક વિદ્વાનો અને વર્તમાનપત્રોએ તેનાં ઘણાં વખાણ કર્યાં હતાં.

ડી.એસસી. ની પદવી મળ્યા પછી એમણે પોતાની શોધખોળનું બાકી રહેલું કામ પતાવી લીધું અને પછી હિંદી કેળવણીખાતામાં દાખલ થવા માટે તે વખતના હિંદી પ્રધાનને અરજી કરી. એમના વિલાયતના મિત્રોએ પણ આમાં એમને બહુ મદદ કરી છતાં કોણ જાણે કેમ, એમના જેવા ઉચ્ચ કેળવણી પામેલા અને રસાયણશાસ્ત્રના વિદ્વાનને કેળવણીખાતામાં દાખલ કરવાનું યોગ્ય ન લાગ્યું.

સને ૧૮૮૮ માં એઓ પાછા સ્વદેશ આવ્યા અને પ્રાંતિક કેળવણી ખાતામાં દાખલ થવાની એમની અરજી મંજૂર થઈ અને માસિક રૂપિયા ૨૫૦ ના પગારથી આવતા જૂન માસથી પ્રેસીડેન્સી કૉલેજમાં રસાયણના સહાધ્યાપક તરીકે એમની નિમણૂક થઈ.

આ નોકરી મેળવવાના પ્રસંગે બનેલો એક પ્રસંગ નોંધવા જેવો છે. જ્યારે એમને ખબર પડી કે મારી નિમણૂક માત્ર અઢીસો રૂપિયાના પગારથી જ થઈ છે, ત્યારે એમને દુઃખ થયું અને એઓ કેળવણીખાતાના ડિરેક્ટરને મળવા દાર્જિલિંગ ગયા. એમની વાત સમભાવપૂર્વક સાંભળવાને બદલે તેમણે કડકાઈભર્યો જવાબ આપ્યો: 'બીજા ઘણા ધંધા પડયા છે. કોણ તમને આ નોકરી લેવાની ફરજ પાડે છે?' આ શબ્દો એમના અંતરમાં તીર જેવા લાગ્યા અને નોકરી કરવાનો તેમનો બધો ઉત્સાહ ક્ષણમાં મરી ગયો. છતાં નિરુપાયે તેમને એ નોકરી સ્વીકારવી પડી. પોતે રસાયણનું ઉચ્ચ શિક્ષણ લઈને આવ્યા હતા અને એ વિષયમાં નવી નવી શોધો કરવાની અભિલાષા એમના મનમાં જાગી હતી. પ્રેસિડેન્સી કૉલેજ સિવાય બીજે ક્યાંય સ્વતંત્ર પ્રયોગો કરવાની સગવડ હતી નહીં.

એટલે માંદો માણસ ક્વિનાઈન પી જાય તેમ તેઓ આ ઘૂંટડો ગળી ગયા, છતાં આ ડંખ એમના મનમાંથી કદી ગયો નહીં, અને પોતાને પડેલી મુશ્કેલીઓ પાછળના માણસોને ન પડે એ માટે એમણે પોતાનું આખું જીવન સ્વાતંત્ર્યની સાધનામાં જ ગાળ્યું.

*

આ સમયે એમના ઘવાયેલા અંતરને શાંત પાડવામાં શ્રી. જગદીશચન્દ્ર બસુ [બોઝ] ના કુટુંબનો પ્રેમ, આદર અને મમતા ખૂબ ખૂબ ઉપયોગી થઈ પડ્યાં હતાં. એ બંને વિજ્ઞાનરસિકોને વિલાયતમાં જ ઓળખાણ અને મૈત્રી થઈ હતી. જગદીશચન્દ્ર ૧૮૮૬ માં હિંદી કેળવણી ખાતામાં દાખલ થયા હતા. પ્રફુલ્લચન્દ્ર વિલાયતથી આવ્યા પછી લગભગ એક વરસ સુધી પોતાના આ મિત્રને ત્યાં જ રહ્યા હતા.

૧૮૮૦ ના જૂન માસમાં પ્રેસિડેન્સી કૉલેજના વિજ્ઞાનખંડમાં એમણે જે ટેસ્ટ ટ્યૂબ પકડી તે પચાસ વરસ સુધી છોડી ન હતી. એક વખત તેમણે કહ્યું હતું: 'પ્રયોગશાળા એ જ મારી શાંતિકુંજ અને મારું કર્મક્ષેત્ર છે, ત્યાં ટેસ્ટ ટ્યૂબ સાથે કામ કરવામાં હું મારું ઘડપણ સુદ્ધાં ભૂલી જાઉં છું. ૩૩ વર્ષ – એક સૈકાનો ત્રીજો ભાગ મેં પ્રયોગશાળાની ચાર દિવાલોમાં પુરાઈને, જગત સાથેના બધા સંબંધો ભૂલી જઈને કાઢ્યો છે.'

*

મર્ક્યુરસ નાઇટ્રાઇટની શોધ, બેન્ગૉલ કેમિકલ અને ફાર્માસ્યૂટિકલ વાર્કસની સ્થાપના અને હિંદુ રસાયણશાસ્ત્રના ઇતિહાસની રચના, એ ત્રણ એમના જીવનના કીર્તિકળશો છે. જો પ્રેસિડેન્સી કૉલેજમાં એમને કામ કરવાની તક ન મળી હોત તો કદાચ આમાંનું એકે કાર્ય સિદ્ધ ન થાત.

જ્યારે પ્રફુલ્લચન્દ્રે પ્રેસિડેન્સી કૉલેજમાં અધ્યાપક તરીકે પ્રવેશ કર્યો ત્યારે પરીક્ષા પસાર કરવા માટે જ સૌ વિજ્ઞાનનો અભ્યાસ કરતા હતા. એ વખતે પ્રથમ વર્ગમાં એમ. એ. થઈને પ્રથમ સ્થાન પ્રાપ્ત કરનાર વિદ્યાર્થીઓને પણ સ્વતંત્ર અભ્યાસ કરી કોઈ નવી શોધ કરવાનો ખ્યાલ સુદ્ધાં આવતો નહીં. એટલે વિદ્યાર્થીઓમાં વિજ્ઞાનના અભ્યાસનો સાચો રસ જગાડવા માટે એમણે નીચલા વર્ગો પોતાના હાથમાં લીધા અને એ રીતે એમણે પોતાનું કામ પાકે પાયે શરૂ કર્યું. પોતે વિલાયતમાં

અભ્યાસ કરતા હતા ત્યારે એમણે જોયું હતું કે જપાનના વિદ્યાર્થીઓ વિજ્ઞાનમાં નવા નવા પ્રયોગો અને શોધ કરી, વિલાયતમાં અને યુરોપના બીજા દેશોમાં વૈજ્ઞાનિક પત્રોમાં લેખો લખીને જપાનની પ્રતિષ્ઠા વધારતા હતા. એવું જ કામ કરી ભારતના વિદ્યાર્થીઓ પણ પોતાના દેશનું મુખ ઉજ્જ્વળ કરે એવી એમની આંતરિક અભિલાષા હતી; પણ તે ઘણાં વરસ સુધી પૂરી ન પડી. એવો કોઈ સાચો જિજ્ઞાસુ વિદ્યાર્થી જ તેમને મળ્યો નહીં. કોઈ દૈવયોગે આવતો તો એકાદ બે માસ રહી પાછો ડેપ્યુટી કે વકીલ બનીને ચાલ્યો જતો.

આમ છતાં એમણે પોતાનું શોધખોળનું કામ અવિશ્રાંત, અવિરત ચાલુ રાખ્યું. આમ કરતાં કરતાં છેક ઈ. સ. ૧૯૧૦માં દેશના નસીબનું પાંદડું ફર્યું અને જીતેન્દ્રનાથ રક્ષિત, વગેરે વિદ્યાર્થીઓએ આવીને પ્રેસિડેન્સી કોલેજની પ્રયોગશાળાને ગજાવવા માંડી. તેમના મૌલિક નિબંધોથી યુરોપ અને અમેરિકાનાં વૈજ્ઞાનિક પત્રોમાં પાનાં ભરાવા લાગ્યાં અને ભારતની વિજ્ઞાનચર્ચા પણ જગતનું ધ્યાન ખેંચવા લાગી.

પ્રેસિડેન્સી કોલેજમાં કામ શરૂ કર્યા પછી પ્રફુલ્લચન્દ્રને પોતાના પિતાના દેવાની ખૂબ ચિંતા થવા લાગી. પોતે ખૂબ સાદાઈથી રહીને ત્રણ વરસમાં ચાર હજાર રૂપિયાનું દેવું ભરપાઈ કરી નાખ્યું અને કલકત્તાનો પોતાનો ખર્ચ કાઢવા ઉપરાંત બીજા આઠસો રૂપિયા બચાવી તેમાંથી જ તેમણે ૧૮૯૨ માં બેન્ગોલ કેમિકલ વર્કર્સની શરૂઆત કરી.

ઈ. સ. ૧૮૯૫નું વર્ષ પ્રફુલ્લચન્દ્રના જીવનમાં ખૂબ મહત્ત્વનું છે. એ જ વરસે તેમના પ્રયોગો અને શોધખોળને પરિણામે મર્ક્યુરસ નાઈટ્રાઈટની શોધ થઈ. એ જ એમની સૌથી પહેલી અને સૌથી મહત્ત્વની શોધ છે કે જેને માટે એઓ જગતમાં ખ્યાતિ પામ્યા છે. વળી એ જ વરસે એમણે ગંધકનો તેજાબ બનાવવાનાં યંત્રો [Sulphuric acid plant] ગોઠવ્યાં અને એ રીતે કહીએ તો એ જ વરસે બેન્ગોલ કેમિકલ વર્કર્સની સાચી શરૂઆત થઈ. એ જ વરસે તેમના પૂજ્ય પ્રેમી પિતાનું પણ અવસાન થયું.

એઓ કોલેજમાં વર્ગો ચલાવતા હતા, બેન્ગોલ કેમિકલના કારખાનામાં પણ દરરોજ કામ કરતા હતા, તેને અંગે પણ અનેક પ્રયોગો કરતા હતા. છતાં આ બધાં કામોમાંથી વખત બચાવી હિંદુ રસાયણશાસ્ત્રનો ઇતિહાસ

લખવા માટે પ્રાચીન પોથીઓ વાંચવી અને સામગ્રી ભેગી કરવાનું કામ પણ એઓ કર્યા જ કરતા હતા. લાંબી મહેનત અને અભ્યાસને પરિણામે ઈ. સ. ૧૯૦૨માં હિંદુ રસાયણશાસ્ત્રનો ઇતિહાસ ભાગ પહેલો પ્રગટ થયો. યુરોપના વિદ્વાનોએ અને વૈજ્ઞાનિકોએ સુદ્ધાં આ ગ્રંથનાં ખૂબ વખાણ કર્યાં અને એને લીધે પ્રફુલ્લચન્દ્રની ખ્યાતિ આખી દુનિયામાં ફેલાઈ. આમ પ્રફુલ્લચન્દ્ર પોતાની મૌલિક શોધને લીધે યુરોપના વિદ્વાનોમાં પણ માન પામવા લાગ્યા. તેમના આદર્શ ચારિત્ર્યથી તેઓ સમાજમાં પ્રતિષ્ઠિત થયા. પોતાની સચોટ શિક્ષણપદ્ધતિથી તેમણે દેશમાં અનેક વૈજ્ઞાનિકો પેદા કર્યા અને શોધખોળનો પ્રવાહ ચાલુ કર્યો; છતાં હિંદી સરકારે તેમના ગુણની કદર ન કરી. તેમને પ્રાંતિક શિક્ષણ વિભાગમાં જ રૂંધી રાખ્યા. તેમને નોકરીની શરૂઆતમાં ૨૫૦નો પગાર હતો તે સાત વરસની નોકરી કર્યા પછી ૪૦૦ થયો અને બીજાં સત્તર અઢાર વર્ષ થયાં ત્યારે તે ૭૦૦ એ પહોંચ્યો. પણ આખર સુધી તેમને હિંદી શિક્ષણ ખાતામાં ન લીધા તે ન જ લીધા.

ઈ. સ. ૧૯૧૦માં પ્રેસિડેન્સી કૉલેજના રસાયણશાસ્ત્રના મુખ્ય અધ્યાપક મિ. કનિંગહામનું અવસાન થયું ત્યારથી રસાયણવિભાગનો ભાર તેમને માથે પડ્યો અને તે તેમણે નિવૃત્તિ લેતાં સુધી કુશળતાપૂર્વક ઉપાડ્યો.

૧૯૧૨માં લંડનમાં બ્રિટિશ સામ્રાજ્યની બધી વિદ્યાપીઠોનું મહાસંમેલન [Congress of the Universities of the Empire] ભરાયું તેમાં કલકત્તા વિદ્યાપીઠ તરફથી ડૉ. પ્રફુલ્લચન્દ્ર પણ પ્રતિનિધિ તરીકે ગયા હતા. એ જ વખતે એમની યોગ્યતા જોઈ ને ડર્હામ વિશ્વવિદ્યાલયે એમને ડી. એસસી. ની પદવી આપી હતી. વળી એ જ વરસે સરકારે પણ એમને સી. આઈ. ઈ. નો ખિતાબ આપ્યો. આ જ અરસામાં સર તારકનાથ પાલિતે વિજ્ઞાનના પ્રચાર માટે કલકત્તા વિદ્યાપીઠને પંદર લાખ રૂપિયાનું દાન કર્યું; બીજે વરસે સર રાસબિહારી ઘોષે પણ દસ લાખ ઉપરાંત રૂપિયા એ જ હેતુથી કલકત્તા વિદ્યાપીઠને દાનમાં આપ્યા. આ દાનમાંથી કલકત્તા વિદ્યાપીઠે વૈજ્ઞાનિક મહાવિદ્યાલય [Science College] ની સ્થાપના કરી. પ્રફુલ્લચન્દ્ર વિલાયત હતા તે દરમિયાન જ સર આશુતોષ મુખોપાધ્યાયે તેમને પાલિતે સ્થાપેલ રસાયણશાસ્ત્રના અધ્યાપકનું પદ લેવા નિમંત્રણ આપ્યું, અને દેશ પાછા આવ્યા પછી તેમણે તે પદ

રેડીકાર્યું. ૧૯૧૪માં આ મહાવિદ્યાલયનું કામ શરૂ થયું. ૧૯૧૭માં એમણે સરકારી નોકરીમાંથી નિવૃત્તિ લીધી.

ઈ. સ. ૧૯૧૪મા જ્યારે યુરોપમાં મહાન યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે અંગ્રેજ સરકારને પણ દારૂગોળા માટે પુષ્કળ રાસાયણિક પદાર્થોની જરૂર પડી. બેન્ગૉલ કેમિકલ વર્કસે આ સામગ્રી પૂરી પાડવામાં ખૂબ મહત્ત્વનો ભાગ લીધો. આથી યુદ્ધમાં ખૂબ મદદ કરવા બદલ અને મૌલિક શોધખોળ કર્યા બદલ શહેનશાહે બેન્ગૉલ કેમિકલ વર્કસના પ્રણેતા શ્રી પ્રફુલ્લચન્દ્ર રૉયને 'સર'નો ઇલ્કાબ આપ્યો. ત્યારથી એઓ 'સર' બન્યા. પણ આખા દેશે તો એમને 'આચાર્ય રૉય'નું ગૌરવભર્યું બિરુદ જ આપ્યુ અને એ જ નામે એઓ દેશભરમાં જાણીતા થયા.

૧૯૨૧માં ફરી વાર સરકારે એમને યુરોપ મોકલ્યા. એઓ યુરોપથી પાછા આવ્યા એ જ અરસામાં ખુલના જિલ્લામાં દુકાળ પડ્યો અને ઉત્તર બંગાળામાં ભયંકર રેલ આવી અને તેથી જાનમાલની ભારે ખુવારી થઈ. દેશજનો ઉપર આવી પડેલી આફતમાં તેમને મદદ કરવા પ્રફુલ્લચન્દ્રે રાહત સમિતિની સ્થાપના કરી અને સ્વયંસેવકોનું સંગઠ્ઠન કરી પીડાગ્રસ્ત પ્રદેશમાં ઠામઠામ થાણાં નાખી પુષ્કળ અનાજ, કપડાં, વગેરે વહેંચ્યું. આને માટે એમને જોઈતાં નાણાં પણ મળી રહ્યાં, અને એ બધાંની વ્યવસ્થા એમણે એટલી કુશળતાથી કરી કે એમનાં વખાણ ઠેઠ વિલાયતનાં છાપાંઓએ પણ કર્યાં. આ પ્રસંગે સરકારે ઝાઝું કર્યું નહીં તેથી લોકોમાં સરકારની પ્રતિષ્ઠા તૂટી અને મહાસભાની પ્રતિષ્ઠા જામી.

વળી આ જ અરસામાં ગાંધીજીએ પોતાની દેશવ્યાપી અસહકારની પ્રવૃત્તિ ઉપાડી હતી. દેશમાં ચારે કોર રેંટિયાનો નાદ ગુંજતો થયો હતો. શરૂઆતમાં તો આચાર્ય રૉય રેંટિયાની વિરુદ્ધ હતા પણ ખુલનાના દુકાળપીડિતોને અને ઉત્તર બંગના રેલપીડિતોને રેંટિયાએ કરેલું જીવતદાન જોઈ એમની રેંટિયા ઉપર શ્રદ્ધા ચોંટી અને એઓ જાતે રેંટિયાના જબ્બર પક્ષપાતી અને પ્રચારક બન્યા. આમ એક વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક રેંટિયાની પ્રવૃત્તિને અપનાવી અને તેના પ્રચારનું કામ જોરશોરથી કરવા માંડ્યું. એની અસર ભણેલા હિંદીઓના મન ઉપર પણ પડી અને પછી અનેક વિદ્યાપીઠો એમને વ્યાખ્યાનો માટે નિમંત્રણ આપવા લાગી. એ રીતે એમણે અલીગઢ અને નાગપુર વિદ્યાપીઠમાં વ્યાખ્યાનો આપ્યાં. વળી

૧૯૨૩માં આપણી ગૂજરાત વિદ્યાપીઠના મકાનનો પાયો નાખવા માટે પણ આપણે એમને જ નિમંત્ર્યા હતા અને તે વખતે એમણે આવીને પોતાના બાલોચિત સ્વભાવનો અને દેશપ્રેમનો જે પરિચય કરાવ્યો હતો તે એ પ્રસંગમાં હાજર રહેનાર કોઈ વીસર્યું નહીં હોય.

એમની દાનશીલતા ખૂબ જાણીતી છે. ૧૯૨૨માં એમણે કલકત્તા વિદ્યાપીઠને વિજ્ઞાનના અભ્યાસ માટે દસ હજાર રૂપીયા આપ્યા હતા. ૧૯૧૫માં નાગપુર વિદ્યાપીઠમાં વ્યાખ્યાન કરવા ગયા ત્યારે જે પુરસ્કાર મળ્યો તે બધો જ તેમણે તે સંસ્થાને દાન કરી દીધો. પાલિત ફંડમાંથી સ્થાપેલા જ્ઞાનમંદિરના અધ્યાપક તરીકે પહેલેથી જ એઓ નિમાયા હતા. નિયમ પ્રમાણે ૬૦ વર્ષ પૂરાં થયાં એટલે એમણે રાજીનામુ આપી દીધું. પણ ટ્રસ્ટના સંચાલકોએ એમને વધુ પાંચ વરસ કામ ચલાવવાની વિનતિ કરી. આ વખતે એમણે આપેલો જવાબ એમના હૃદયની ઉદારતા બતાવે છે: "મારા જીવનના બાકીના દિવસો વિજ્ઞાનમંદિરમાં ગાળવાની મને ખૂબ ઇચ્છા છે. પણ એ કામ માટે મારે હવે વિદ્યાપીઠ પાસે કંઈ મહેનતાણું લેવું નથી. એટલે વિદ્યાપીઠને મારી એવી વિનતિ છે કે મારા પગારના માસિક હજાર રૂપિયા વિજ્ઞાનવિભાગના ખર્ચમાં લઈ લેવા." આ પછી થોડા જ વખતમાં એમણે પોતાના જીવનના બીજા પ્રિય કાર્ય–ખાદીપ્રચાર માટે ૬૫,૦૦૦ રૂપિયાનું દાન આપ્યું; અને છેલ્લે એમણે પોતાની સર્વ બચત–લગભગ અગિયાર લાખ રૂપિયા–કલકત્તા વિદ્યાપીઠને વિજ્ઞાનના પ્રચાર માટે આપી. આ રકમ એમને ખાતે બેન્ગૉલ કેમિકલ વર્કર્સમાં એમના ભાગના નફા તરીકે જમા થયેલી હતી, તે બધી જ એમણે દાન કરી હતી.

આવા આ દેશપ્રેમી, દીનદુઃખીના સહાયક, દાનવીર, આદર્શ ગુરુ, જ્ઞાનોપાસક વૈજ્ઞાનિકનું જીવન આપણને શ્રદ્ધાભક્તિથી ભરી દે છે અને આપણું મસ્તક એમને ચરણે નમે છે.

· નગીનદાસ પારેખ ·

卐

— સમજૂતી —

૧. 'શિવનિર્માલ્ય': એટલે નકામી, એકવાર નકામી ગણી ફેંકી દીધેલી વસ્તુ. પૂજામાં ચડાવેલાં પુષ્પો બીજે દિવસે નિર્માલ્ય ગણાય છે. એમ મનાય

છે કે શિવ સિવાયના બીજા બધા દેવોને ધરાવેલી વસ્તુ તેમના ભક્તો ઉપયોગમાં લઈ શકે છે. એ ઉપરથી શિવનિર્માલ્ય એટલે આપણાંથી અડકાય નહીં, વપરાય નહીં એવી વસ્તુ.

૨: [૧] 'નાગરો ઉપર ફિટકાર પાડવામાં': નાગર કોમે નરસિંહ મહેતાને બહુ હેરાન કર્યા હતા માટે તેના પ્રત્યે મહેતાજીના ભક્તો પોતાનો વિરોધ બતાવતા. એની કોમની મશ્કરી કરતા. 'ભાગવત વાચ્યે......'; જો કોઈ ભાગવત વાંચી શકે તેનું ભણતર સફળ થયું મનાઈ; જાણે કે લોકો એટલા માટે જ ભણતા ન હોય! આપણા ગામડાંમાં કેટલું અજ્ઞાન હતું તે આ પરથી માલુમ પડે છે.

[૨] 'જડભરત જેવો જ': ભરતમુનિના બીજા જન્મનું નામ. એમાં તેઓ બ્રાહ્મણને પેટે જન્મ્યા હતા. એ બાળક બબૂચક જેવું હતું; તે આળસુ ને બુદ્ધિહીન હતું; જડ હતું આ ઉપરથી કોઈપણ જડ, અક્કલ વગરનો માણસ જડભરત કહેવાય છે. 'ગીર્વાણગિરા': દેવોની ગિરા એટલે ભાષા; દૈવી ભાષા અર્થાત્ સંસ્કૃત ભાષા. 'ભરતમુનિ': ભારતીય નાટ્યશાસ્ત્રના કર્તા; એક મુનિ.

## — પ્રશ્નાવલિ —

૧: પોતાની માતાના પાપનું પ્રાયશ્ચિત ભરતે કેવી રીતે કર્યું? એણે રામને સમજાવવા કયી કયી દલીલોનો ઉપયોગ કર્યો? રામ પોતાના નિર્ણયને સત્યના માર્ગ તરીકે શા શારુ ઓળખાવે છે? જો રામનો નિશ્ચય અચળ હતો તો ભરતનો પણ તેવો જ હતો એમ તમે શા પરથી કહી શકો? ભરતનો ભ્રાતૃપ્રેમ અદ્‌ભુત હતો એ દાખલાઓ આપી સમજાવો. લક્ષ્મણે ઉતાવળમાં ભરતને કેવી રીતે અન્યાય કર્યો? રામચન્દ્રજી ન્યાય, પ્રેમ ને ઉદારતાનો અવતાર હતા એમ શા પરથી કહી શકાય?

૨: પ્રેમાનંદની કવિતા વિષે રા. નવલરામનો શો મત છે? એને શા માટે જનપ્રિય કહ્યા છે?

પ્રેમાનંદે અદ્‌ભુત કવિત્વશક્તિ કેવી રીતે પ્રાપ્ત કરી? ગુજરાતી ભાષા અને સાહિત્ય સમૃદ્ધ કરવાને તેમણે શું કર્યું? પ્રેમાનંદ કવિ તરીકે નિઃસ્પૃહી ને સ્વતંત્ર હતા તે સમજાવો. પ્રેમાનંદે પોતાના બાપીકા ધંધામાં શી રીતે સફળતા મેળવી? એમને મહાકવિ શા માટે કહેવામાં આવે છે?

૩: આચાર્ય પ્રફુલ્લચન્દ્રના પિતા વિષે ટૂંક નોંધ લખો. એમણે એમના પુત્રનું ચારિત્ર્ય ઘડવામાં કેટલો ફાળો આપ્યો? બીજા કોણે કોણે એમની વિદ્યાર્થી અવસ્થામાં સારી અસર કરી? એ બધાનું શું પરિણામ આવ્યું? આચાર્ય રોયના બાળપણ સંબંધી થોડી માહિતી આપો. વિદ્યાર્થી અને વિજ્ઞાનશાસ્ત્રી તરીકેની એમની કારકિર્દી ટૂંકમાં વર્ણવો. એમણે પોતાના દેશની સેવા કેવી રીતે બજાવી? આચાર્ય પ્રફુલ્લચન્દ્ર રોય પ્રજામાં શેને લીધે પુજાય છે?

# પ્રવાસવર્ણન

**૪ : શ્રીનગર–કાશ્મીર :** પ્રવાસ કોને પ્રિય નહીં હોય? તમે બધા પણ દર વર્ષે શાળાનાં નાનાંમોટાં પર્યટનોમાં જોડાતા હશો ને આજુબાજુનાં સ્થળો હોંશપૂર્વક જોતા હશો. પ્રવાસ એ એક જાતનું શિક્ષણ છે. શાળામાં જે નથી મળતું તે પ્રવાસ દરમિયાન મળે છે. દેશ પરદેશના લોકોના રીતરિવાજો; તેમની ખાસિયતો, માનવસ્વભાવની વિચિત્રતા, ને આ બધાં ઉપરાંત કુદરત અને મનુષ્યની સર્વોત્તમ કૃતિઓનું દર્શન—આ બધા લાભો પ્રવાસ દરમિયાન આપણને મળે છે.

આ તો આપણા પોતાના પ્રવાસની વાત થઈ, પરંતુ ઘણીવાર આપણે અનેક કારણોને લીધે અમુક રમણીય પ્રદેશની મુસાફરી કરી શકતા નથી. એવા સંજોગોમાં મહાન લેખકોનાં પ્રવાસવર્ણનો વાંચી આપણે સંતોષ માનવો પડે છે. જે આપણે જાતે અનુભવી કે માણી શકતા નથી તે આવાં રસિક વર્ણનો વાંચવાથી આપણે કરી શકીએ છીએ. માટે આ પ્રકરણમાં ઉતારેલા લેખ ઉપરાંત આપણાં સામયિકોમાં આવતાં પ્રવાસવર્ણનો વાંચવાનું ચૂકશો નહીં.

કાકાસાહેબ કાલેલકર, તે શ્રી. દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર, મૂળ મહારાષ્ટ્રના વતની છે; પરંતુ પાછળથી તેમણે ગુજરાતને પોતાનું વતન બનાવ્યું હતું. અહીં તેઓ કાકાસાહેબ તરીકે જાણીતા થયા છે. ગુજરાતી તેમની માતૃભાષા નહીં હોવા છતાં તેઓ એવું સરસ ગુજરાતી લખી અને બોલી શકે છે કે તેથી આપણામાંનાં ઘણાયને શરમાવું પડે. લાંબા વખત સુધી તેઓ ગૂજરાત વિદ્યાપીઠના મુખ્ય અધ્યાપક હતા. એક સમર્થ વિચારક તરીકે, કેળવણીકાર તરીકે અને સાહિત્યકાર તરીકે એમની ખ્યાતિ ગુજરાતમાં અમર રહેશે. 'નવજીવન'માં પ્રગટ થતા એમના જોશીલા લેખો વડે એમણે અર્વાચીન ગુજરાતી ગદ્યના ઘડતરમાં સારો ફાળો આપ્યો છે. હાલ તેઓ હિંદુસ્તાનીના પ્રચારમાં રચ્યાપચ્યા રહે છે.

શ્રી. કાલેલકરે હિંદુસ્તાનમાં ખૂબ પ્રવાસ કર્યો છે, અને એનો લાભ ગુજરાતને સારી રીતે આપ્યો છે. ખાસ કરીને ઉત્તર હિંદુસ્તાનનાં રમણીય, ઐતિહાસિક ને યાત્રાનાં પવિત્ર સ્થળોનું વર્ણન તેમણે બહુ ઝીણવટથી ને સરળ, રસમય શૈલીમાં કર્યું છે. કાશ્મીર હિંદુસ્તાનના સર્વોત્તમ રમણીય પ્રદેશોમાંનો એક મનાય છે. એવો કોઈ હિંદી ભાગ્યે જ હશે કે જેને કાશ્મીર જોવાના કોડ નહીં જાગ્યા હોય. આ નિબંધ વાંચીને કાશ્મીર કેવુંક હશે એનો ખ્યાલ તમને જરૂર આવશે.

## [૪]

## શ્રીનગર – કાશ્મીર

ઇટલીનું વેનીસ શહેર કાંઈ મેં જોયું નથી, એટલે કયી રીતે કહું કે કાશ્મીરમાં આવેલું શ્રીનગર એ હિંદુસ્તાનનું વેનીસ છે? શ્રીનગરમાં રસ્તાઓ પાણીના છે. જેમ બીજાં શહેરોમાં ગાડીમાં બેસી એક મહોલ્લામાંથી બીજા મહોલ્લામાં જવાય છે તેમ ત્યાં હોડીમાં બેસીને જવાય છે. આપણે અહીં બેચાર ગાડીઓ સામટી રસ્તા ઉપર જતી હોય તો કેટલો અવાજ થાય છે! જાણે મગજ પિંજાતું હોય! શ્રીનગરમાં એવું કાંઈ ન મળે. લાંબી લાંબી અને સાંકડી હોડીઓ કશો અવાજ કર્યા વિના તીરની પેઠે ચાલી જાય છે. નદીનાં પાણી પણ કેવાં ધીમાં! હોડીને ઉપરથી નીચે જતાં જેટલી વાર લાગે છે, લગભગ તેટલી જ વાર નીચેથી ઉપર જતાં થાય. નદી વહે છે સર્પાકારમાં. એની બંને બાજુએ લાંબી લાંબી નહેરો ખોદેલી છે. નદી અને નહેરોને બંને કાંઠે મકાનો ઊભાં છે તેથી આ જળમય રસ્તાની સગવડ મળી છે.

શ્રીનગર એ કાશ્મીરની રાજધાની છે. હિમાલયના ઊંચા પહાડોની વચ્ચે પક્ષીના માળા જેવો ત્રીસચાળીસ માઈલનો સપાટ પ્રદેશ છે તેમાં આ શહેર આવેલું છે. ઉપર કહી ગયા તેમ વિતસ્થા નદી (હાલ એને જેલમ કહે છે) છે બહુ શાંત અને ધીમી, પણ જ્યારે વરસાદથી અથવા પહાડ ઉપરનો બરફ ઓગળવાથી રેલ આવે ત્યારે તો શ્રીનગરનાં ઘરોમાં પણ પાણી ભરાઈ જાય છે. અનેક વાર ઘરો પડી જાય છે.

શ્રીનગર જવાના બે મુખ્ય રસ્તા છે. એક રાવલપીંડી થઈને અને બીજો જમ્મુ થઈને. રાવલપીંડીનો રસ્તો જેલમ નદીને કાંઠેકાંઠે જાય છે. આ રસ્તે ટાંગા અને મોટર જઈ શકે છે. જમ્મુનો રસ્તો પહાડી હોઈ પગરસ્તો છે. ઘોડા એ રસ્તે જઈ શકે છે. આપણા ઘોડા નહીં પણ કાશ્મીર તરફના ટટ્ટુઓ. રાવળપીંડીનો રસ્તો અનેક ઠેકાણે ટેકરીઓ તોડીને તૈયાર કરેલો હોવાથી ચોમાસામાં જોખમભરેલો થાય છે. ટેકરીઓ મોટા મોટા ગોળ ગોળ પથરાઓ અને માટીની બનેલી છે. વરસાદ પડે છે એટલે માટી પોચી થઈ જાય છે અને મોટા પથરાઓ ઉપરથી ગબડતા રસ્તા પર આવી પડે છે. ગાફેલ મુસાફર અથવા ગાડીને ઉપરથી પડતા પથરાના વરસાદ નીચે દટાઈ જવાનો ઘણો ભય રહે છે,

પણ આ બધું બારામુલ્લા (વરાહમૂલમ્) સુધી જ. ત્યારપછી એકદમ કાશ્મીરનો રમણીય પ્રદેશ શરૂ થાય છે. બારામુલ્લાથી રસ્તો એવો તો સપાટ અને સીધો છે કે આંધળો પણ સીધો ચાલ્યો જાય. એમાં વળી બંને બાજુએ બે બે હાથને છેટે 'સફેતા'નાં સીધાં અને ઊંચાં ઝાડ. કવિઓએ નંદનવનની કલ્પના કાશ્મીર ઉપરથી કરી હશે. જમ્મુનો રસ્તો જહાંગીર બાદશાહે વધારે ચાલુ કર્યો હતો. આ રસ્તો પીરપુંજાલ પહાડ ઓળંગીને આપણને એકદમ પૃથ્વી ઉપરના સ્વર્ગે લઈ જાય છે. એક ઊંચા, લીલીછમ વનસ્પતિથી ઢંકાયેલા પહાડનાં પગથિયાં પાસે આપણે આવી પહોંચીએ કે તરત જ એક અષ્ટકોણ તળાવ નજરે પડે છે. અંદરનું પાણી જાણે નીલમણિનો અમૃતરસ. જોતાંવેંત થાય છે કે અહીં ગળીથી રંગેલાં કપડાં કોઈએ ધોઈ કાઢ્યાં હશે; પણ એટલું સ્વચ્છ મીઠું પાણી બીજે ક્યાં મળે? તળાવ જહાંગીર બાદશાહે બંધાવેલું છે. આ તળાવમાં જ જેલમ નદીનું મૂળ છે. તળાવમાંથી સુંદર બાંધેલી નહેર ચાલે છે, જેની અંદર અસંખ્ય માછલાં ફરે છે. આ ભાગમાં માછલાં પકડવાની મનાઈ ન હોત તો ક્યારની યે આ શોભા નષ્ટ થઈ ગઈ હોત. આ સ્થાનને વેરીનાગ કહે છે. આગળ જતાં ખનબલ કરીને એક સ્થાન આવે છે. ત્યાંથી જેલમ નદી હોડીઓ ચલાવવા જેટલી મોટી થાય છે. જેલમને સીધું ચાલવાનું સૂઝતું જ નથી. એક ઠેકાણે તો એેઅઢી માઈલ આગળ વધતાં વાંક લઈ લઈને એણે ચૌદ માઈલનો વિસ્તાર કરી નાખ્યો છે.

શ્રીનગર પાસે બે સુંદર ટેકરીઓ છે. એક બહુ ઉંચી છે; બીજી ઉંચી નથી, પણ ખૂબ પહોળી છે. ત્યાંથી ચારે તરફ દૂર સુધીનો દેખાવ અત્યંત ચિત્તાકર્ષક છે. એના ઉપર લગભગ ૨૨૦૦ વર્ષનું જૂનું મહાદેવનું એક મંદિર છે. પહોળી ટેકરીને હરિપર્વત કહે છે. અકબર બાદશાહે એના ઉપર કિલ્લો બાંધ્યો છે. આ ટેકરી ઉપર માતાજીનું સ્થાનક છે. જહાંગીરની બેગમ નૂરજહાં હરિપર્વત પર રહેવા આવતી ત્યારે બદામનાં ઝાડ તળે બેસતી. નૂરજહાં આવે તે પહેલાં ગરમીથી બદામનાં ફૂલો ખરી ન પડે તે માટે કાશ્મીરનો રાજા ઝાડની આસપાસ બરફ પથરાવતો. નૂરજહાં આવે કે બરફ કાઢી નાખવામાં આવતો અને પડું પડું થઈ રહેલાં ફૂલોની એકદમ વૃષ્ટિ થતી. એક બેગમને એક રાજાને માટે ખુશ કરવા ખાતર હજારો મજૂરોને બરફમાં કામ કરવું પડતું !

શ્રીનગરની આસપાસ શાલિમાર બાગ, નિશાત બાગ, વગેરે અત્યંત રમણીય બગીચાઓ છે. તેની અંદર ઊડતા ફુવારા, આસપાસનાં ઝાડો, અને નાક તથા ગાલ ઉપર ચટકા ભરતો ઠંડો પવન એ બધાંનો આનંદ એવો તો મોહક હોય છે કે આ સ્થાન છોડીને જવાનું મનજ થતું નથી; પણ શ્રીનગરની મુખ્ય શોભા તો ત્યાંનો ચીનાર બાગ. ચીનાર એ વૃક્ષોનો રાજા છે. વડના જેવું મોટું એનું થડ હોય છે. એનો વિસ્તાર વડ અને પીપળાં કરતાં મોટો હોય છે અને પાંદડાં એરંડીનાં પાંદડાં જેવાં મોટાં અને કરકરિયાંવાળાં હોય છે, પણ પાંદડાનો રંગ એરંડીના જેવો ફિક્કો નહીં પણ ઘેરો લીલો હોય છે. એક ઝાડ એક તંબૂ કે ધર્મશાળાનું કામ સારે.

શ્રીનગરની આસપાસનાં ખેતરોમાં ઠેકઠેકાણે ઊંટની ડોક જેવા લાંબા લાંબા વાંસ દેખાય છે. આનાથી ત્યાંના છીછરા કૂવાનું પાણી ખેતરોને પવાય છે. ગૂજરાતમાં પણ કેટલેક ઠેકાણે આ રચના દેખાય છે.

શ્રીનગર જવું હોય તો અષાડ-શ્રાવણમાં જવું જોઈએ. અષાડ મહિનામાં ત્યાંની વનશ્રીનો વસંત પર બહારમાં હોય છે. ગુચ્છદાર ફૂલોની અંદર ક્યાંક ક્યાંક ઠેકાણે લીલાં લીલાં પાંદડાં જોઈ ખૂબ આનંદ થાય છે અને સાથે સાથે જમીનની સમૃદ્ધિનો સહેજે ખ્યાલ આવે છે. શ્રાવણ પૂરો થયો કે સફરજન, પેર, ચીકુ, ગૌરીફળ, અખરોટ, વગેરે જાતજાતનાં ફળોની ઉજાણી સૃષ્ટિમાતા આપણને આપે છે. નાસપતીનો તો કોઈ

ભાત પણ પૂછતું નથી. સુવાસિત ભાત અને કડમની ભાજીનો સાદો આહાર પણ ત્યાં જ અત્યંત મિષ્ટ લાગે છે. રસોઈમાં આમલી કે કોકમને બદલે ખાટી દ્રાક્ષ અને દાડમ (અનાર) વપરાય છે. લોકો લગભગ બધા જ માંસાહારી છે. કાશ્મીરમાં ન્યાતો બે જ: બ્રાહ્મણ અને મુસલમાન. બ્રાહ્મણોને પંડિત કહે છે. જે મુસલમાન નથી તે પંડિત. ખાસ શ્રીનગરમાં એંશી ટકા કરતાં વધારે વસ્તી મુસલમાનોની છે. શ્રીનગરમાં જૂની કારીગરી ખૂબ છે. અખરોટના લાકડાની જાતજાતની વસ્તુઓ બનાવવામાં આવે છે અને તેમાં હાથીદાંતની વેલપત્તી જડવામાં આવે છે. કાશ્મીરી શાલો પ્રખ્યાત છે જ. શાલના છેડા ઉપર કોઈ ભાત પ્રથમથી આંક્યા વગર ત્યાંના મુસલમાન કારીગરો બેઠા બેઠા સુંદર કોર અને છેડા ઉપરનાં પાન તૈયાર કરે છે. અહીંની મીનાકારી પણ ખૂબ વખણાય છે. કાશ્મીરનો વેપાર મધ્ય એશિયા સાથે હંમેશાં ચાલતો આવ્યો છે.

કાશ્મીરની હવા બહુ જ ઠંડી હોય છે એ કહેવાની જરૂર નથી. આની સામે ત્યાંના લોકોએ બહુ રમૂજી ઇલાજો યોજ્યા છે. પટ્ટુના લાંબા ડગલા તેઓ પહેરે છે. એટલુંજ નહીં પણ ડગલાની બાંય હાથની આંગળીઓ કરતાં વેંત લાંબી રાખે છે. નિશાળે જતો છોકરો એકએ ચોપડી હાથમાં લે તો પણ તે બાંયની અંદર ઢંકાઈ જાય. છોકરાઓને ખાવું હોય તો પણ બનતાં સુધી બાંયમાંથી હાથ બહાર કાઢતા નથી. ખાવાની વસ્તુ બાંયના કપડા વતી પકડીને જ પતાવી દે છે. મુસાફરો એક નેતરની ટોપલીમાં નાનકડી સગડી રાખી તે ગળામાં બાંધી દે છે અને તેના ઉપર હાથ શેકે છે.

શ્રાવણ પૂર્ણિમાએ અમરનાથની યાત્રા થાય છે. જ્યાં મનુષ્યવસ્તી નથી એવા પ્રદેશ વચ્ચે થઈને ચાર દિવસની મુસાફરી કરી યાત્રીઓ અમરનાથની ગુફામાં પહોંચે છે. ગુફાના એક ખૂણામાં પાણી ટપકે છે અને તે ઠરીને બરફ થઈ જાય તેનું જ કુદરતી શિવલિંગ બને છે. કુદરતના જ નિયમ પ્રમાણે બનતો આ અદ્‌ભુત બનાવ જોવા હજારો યાત્રીઓ ભેગા થાય છે.

આપણે કાશ્મીર જઈએ તો ત્યાં ઘર ભાડે રાખી રહેવાની જરૂર નથી. મોટી મોટી હોડીઓ પર લાકડાની ત્રણ ચાર ઓરડીઓ બાંધેલી હોય છે. તેમાં રહેવાની સગવડ સારી હોય છે. રસોડું, સૂવાની ઓરડી, દીવાનખાનું

અને ઉપરથી અગાશી; અને અગાશી ઉપર ચારપાંચ ખુરશીઓ–એવી સુંદર સગવડ આ નૌકાગૃહમાં હોય છે. અને લાભ એ કે ગમે ત્યારે, ગમે ત્યાં ઘર લઈ જવાય છે. આજે શ્રીનગરમાં તો કાલે અનંત પાર્મ, એક દિવસ બીજ્બિયારામાં તો બીજે દિવસે ખનબલ. હોડી ખેંચનાર માઝીઓ આપણો વાંધો ન હોય તો રાંધીને પણ ખવડાવે છે.

કાશ્મીરમાં રેલવે નથી તેથી ઘી, દૂધ, ચોખા, ફળ–બધું સસ્તું મળે છે, અને હવા બહુ જ સારી હોવાથી તંદુરસ્તી પણ બહુ સારી રહે છે. દુનિયાના જેટલા મુસાફરો કાશ્મીરમાં આવ્યા છે તેઓ બધા કહે છે કે કાશ્મીર એ સાચે જ પૃથ્વી ઉપરનું સ્વર્ગ છે.

• કાકા કાલેલકર •



— પ્રશ્નાવલિ —

આ નિબંધ વાંચીને તમને કાશ્મીર જવાનું મન થાય છે? થતું હોય તો શા માટે તે ટૂંકમાં જણાવો. શ્રીનગર બીજાં શહેરોથી જુદું શી રીતે પડે છે? કાશ્મીરનો સૌથી વધુ રમણીય પ્રદેશ કયો? તેનું વર્ણન કરો. કાશ્મીરના લોકોના ખાસ ધ્યાન ખેંચે એવા રીતરિવાજોનું બયાન કરો.



— ૩ —

# પ્રકીર્ણ નિબંધો

**આ** પ્રકરણમાં ચાર જુદા જુદા વિષય ઉપર જુદા જુદા લેખકોના નિબંધો આપ્યા છે. આવા નિબંધોનો હેતુ આપણા જીવન પર કંઈક સારી અસર કરવાનો હોય છે. દરેક નિબંધકાર એમ ઇચ્છે છે કે આપણે તેમનું લખાણ વાંચીને કંઈ જ્ઞાન–માહિતી–મેળવીએ, કંઈ બોધ ગ્રહણ કરીએ; આપણા આચાર, વિચાર અને સ્વભાવ સુધારવાને મથીએ. વળી આ નિબંધોદ્વારા જુદા જુદા જમાનાના લેખકોનાં ગદ્યલખાણનો તુલનાત્મક અભ્યાસ કરવાની અને તેનો વિકાસ કેવો થાય છે તે નિહાળવાની સારી તક મળે છે.

**૫. ટીકા કરવાની રીત :** ગૂજરાતના વિખ્યાત કવિ શ્રી. નર્મદાશંકર લાલશંકર દવે આપણા ગદ્યસાહિત્યના પ્રથમ લેખકોમાંના એક ગણાય છે. સમાજસુધારાની હિમાયત કરતાં એમનાં વ્યાખ્યાનો અને લેખો આપણા પ્રારંભિક ગદ્યસાહિત્યનો સુંદર નમૂનો પૂરો પાડે છે. આ નિબંધમાં લેખક પુસ્તકોનું વિવેચન કરવાની આવશ્યક્તા બતાવે છે અને કયા ધોરણ પર તે કરવું જોઈએ તે સમજાવે છે.

**૬. નાટકશાળા :** શ્રી. નવલરામ લક્ષ્મીરામ પંડ્યા કવિ નર્મદાશંકરના સમકાલીન સાહિત્યકાર ને મિત્ર થાય. આપણા ગદ્યસાહિત્યની સુંદર શરૂઆત કરવામાં તેમનો ફાળો ઘણો મોટો છે. એમણે ગૂજરાતના આદ્ય વિવેચક તરીકે સારી ખ્યાતિ મેળવી છે. 'ગોપીચંદ' નામના નાટકનું અવલોકન કરતાં 'નાટકશાળા અને પ્રજાજીવન પર તેની અસર' એ વિષય પર એમણે જે વિચારો દર્શાવ્યા છે ને આપણી નાટકશાળાની જે ખામીઓ બતાવી છે તે આજની નાટકશાળાને પણ લાગુ પડે છે. એ રીતે આ નિબંધ આજે પણ ઘણો મહત્ત્વનો છે.

**૭. ક્ષમા :** નિબંધકાર સ્વ. મણિભાઈ નભુભાઈ દ્વિવેદી ૧૯મી સદીના છેવટના ભાગના સાહિત્યકાર છે. સનાતન ધર્મ અને આર્ય નીતિ–રીતિના તેઓ ખાસ ભક્ત હતા. પશ્ચિમના દેશો સાથેના સમાગમની હિંદ ઉપર જે અસર થતી તે તેમને પસંદ નહોતી. બાળકોનું ચારિત્ર્ય ઘડવામાં ઉપયોગી થઈ પડે એવા ઉપદેશાત્મક નિબંધોનો સંગ્રહ 'બાળવિલાસ' ને નામે તેમણે પ્રગટ કર્યો હતો. આ નિબંધ તેમાંથી લીધો છે.

**૮. ચાલતા નથી માટે :** આ નિબંધ 'કુમાર' માસિકમાંથી ઉતાર્યો છે. માંયકાંગલા શરીરના આ જમાનામાં, સાઇકલ ને મોટરના આ યુગમાં આ લેખ વિશેષે કરીને મહત્ત્વનો છે. શરીરની ખીલવણી માટે કુમાર અવસ્થા જેટલી અનુકૂળ છે તેટલી બીજી કોઈ નથી. શ્રી. હરિનારાયણ આચાર્યે 'ચાલવા'ની આવશ્યકતા એટલી અસરકારક રીતે સમજાવી છે કે તમે બધા સારી રીતે *ચાલતાં શીખીને* તેમ જ તે પ્રમાણે નિયમિત રીતે ચાલીને પ્રભાવશાળી શરીરસ્વાસ્થ્ય ખીલવશો એવી આશા રાખવી એ વધારે પડતું નથી.

## [ ૫ ]

# ટીકા કરવાની રીત

સઘળા માણસો પોતાના જ વિચારમાં આવે તેમ ચાલ્યા હોત તો આ સંસાર કેવારનો તૂટી ગયો હોત. બે વાનાં છે. ઘટતું ને અઘટતું, તેમાં ઘટતું જ કરવું અને કરાવવું, એ માણસનો હક અને ગર્વ છે. જો કોઈ હદની બહાર જાય તો તેને આગળથી ચેતવવાનો અને ન માને તો તેને તોડી પાડવાનો બીજાઓને હક છે ખરો.

સર્વગુણસંપન્ન એવું કોઈ નથી; ને એકલાથી સઘળાં કામ બની શકતાં નથી. ત્યારે શું એકની ખામી જે તે પોતે જાણતો નથી તે બીજા જાણીતાએ ન બતાવવી? સર્વ માણસોએ પરસ્પર એક બીજાના કામ ઉપર નિઘા રાખીને તે વિશે પોતાના વિચાર આપવા. રે માણસાઇ છે તાંહાં આપ્યા વગર અને લીધા વગર ચાલવું જ નથી. કોઈએ કંઈ કામ કીધું તો તેમાંના ગુણ વિશે તેની તારીફ કરવી કે જેથી તેવા જ સારા ગુણ જોડે પ્રસંગ પાડવાને તેને ઉત્તેજન મળે; નઠારા ગુણ વિશે બોલવું એટલા સારુ કે ફરીથી તેવા દુર્ગુણ સાથે તે કામ ન પાડે; અને એમ ગુણદોષ ઉઘાડા થવાથી લોકોને સાર ને અસાર કેટલો છે તે સહેજ માલૂમ પડી આવે.

પુસ્તકો વિશે પણ એમ જ જાણવું. કેટલાક ગ્રંથ કરનારા છે અને કેટલાક ગ્રંથ ઉપર ટીકા કરનારા છે. જો ટીકા કરનાર ન હોત તો ગ્રંથ સમજાત નહીં, તેના ગુણદોષ માલૂમ પડત નહીં, ગ્રંથકાર છકી જાત; તે પછી સારા ગ્રંથ લખત નહીં અને લોકોમાં અનાચાર થાત. પોતાનાથી પૂર્વે થયેલા ગ્રંથકારોના ગુણદોષ જાણવાનો ફાયદો કોઈ ગ્રંથકાર લેતો નથી એમ તો કદી માનવામાં આવનાર જ નથી. ટીકા કરવાની મુખ્ય મતલબ એ કે સારું–નરસું બતાવવું અને તેમાં વિશેષે નરસું બતાવવું કે જે જલદીથી દૂર કરવું જરૂરનું છે. જ્યાંહાં વિદ્યા છે તાંહાં વાદ છે જ અને તેમાં ટીકા થયા વગર રહેતી જ નથી, જેથી લોકને અમૂલ્ય લાભ થાય છે.

ગૂજરાતી ભાષામાં અસલથી તે આજ લગીમાં જેટલાં પુસ્તકો થયાં તેની ટીકા થઈ નથી. અર્થાત્ ગૂજરાતીમાં ટીકા કરવાનો ચાલ નથી. અલબત્ત ફલાણું સારું અને ફલાણું નઠારું છે એમ સ્વાભાવિક રીતે

કહેવાય છે ખરું. માટે પુસ્તકોની ટીકા કરવાનો ચાલ નીકળવો જરૂરનો છે. આટલાં આટલાં પુસ્તકો છે પણ કોઈ ગ્રંથકારે તેમાં કોઈની ટીકા કીધી હોય એમ અમને દેખાતું નથી. જે ભાષામાં ટીકા કરવાની અથવા વિસ્તારથી પરીક્ષા કરવાની ટેવ નથી, તે ભાષામાં જોઈએ તેવા ને જોઈએ તેટલા વિદ્વાનો હશે એમ કદી કહેવાવાનું નથી. ગ્રંથની સમજને માટે ટીકા જરૂરની છે એમાં કંઈ શંકા નથી. કોઈ કોઈ ગ્રંથ ઉપર સો સો ટીકા થયેલી છે. આપણા લોક કહે છે કે કોઈએ એક બાબતનો ગ્રંથ કીધો તો તે બાબત ઉપર બીજાએ રચવો નહીં; પણ એ મોટી ભૂલ છે. એક જ બાબત ઉપર સેંકડો ગ્રંથ લખાયેલા હોય છે અને એકેક પર પચીસ પચીસ ટીકા થઈ હોય છે. સંસ્કૃતમાં અને અંગ્રેજીમાં ટીકાવિદ્યા એટલી તો સારા ધોરણ ઉપર ખેડાયલી છે કે, જેથી વિદ્યાની શુદ્ધિ અને વૃદ્ધિ સારી પેઠે જોવામાં આવે છે.

કોઈએ ગ્રંથ કીધો તો તેણે તેના ઉપર ટીકા થવાથી મારી આબરૂ જશે, મારો ગ્રંથ નહીં ખપે, એવી વાતોના વિચારથી બીવું નહીં. તેણે તો એમ જ ધારવું કે મારા ગ્રંથના ઘણા દુશ્મન થાઓ કે જેથી મારી ખોડ જણાય. કેમકે દોસ્તોના વખાણથી દોષ માલૂમ પડી શકતા નથી. જે ગ્રંથો ઉપર ટીકા થાય છે તે ગ્રંથો જો સારા હોય છે તો તે વધારે ખપે છે. અલબત્ત, થોડી સમજના અને થોડી વિદ્યાના પુરુષો ચોપડી કહાડીને મોટું માન મેળવી જાય તેનો અટકાવ થવો જોઈએ. જે ડાહ્યો ગ્રંથકાર છે અને જેને સુધરવાની ઇચ્છા છે, તે તો પોતાના ગ્રંથો પર સારી અથવા નરસી ટીકા થઈ જોવાથી ટીકા કરનાર ઉપર દ્વેષ રાખતો નથી, પણ ઊલટો તેનો આભાર માને છે. આપણામાં કોઈને કહ્યું હોય કે હું તારા ઉપર ટીકા કરીશ એટલે તે બિચારાનાં સાતે વહાણ ડૂબી જાય છે. અલબત્ત, દોષ જાણવા થકી થોડીવાર તો તેને દિલગીરી થશે. પણ પછી ચાનક રાખીને બીજી વાર તે વધારે ચોકસાઈથી બહાર પડશે જે ટીકા કરાવવાથી બીએ છે, તે અધૂરો છે અને ધૂર્ત થઈને અથવા વગવસીલાથી માન અને પૈસા મેળવવાને આતુર છે એમ સમજવું.

પણ હવે ટીકા કોણે કરવી? કેટલાએક ટીકા કરે છે તે એવી મતલબથી કે આપણને લખતાં નથી આવડતું, ત્યારે ટીકા કરીને લખનારને

નિંદિયે અને તેની જગતમાં એઆબરુ કરીએ. આવા ટીકા કરનારાઓને ધિક્કાર છે. જેનામાં સ્વાભાવિક બુદ્ધિ, પ્રાપ્ત કરેલી વિદ્યા અને સારુંનરસું સમજવાનું રસજ્ઞાન છે, તે ટીકા કરવાને યોગ્ય છે. જેને જે વાતની ખબર નથી તેણે તે વાત ઉપર ટીકા કરવી નહીં. જે વાત ઉપર ટીકા કરવી હોય તે વાતનું ટીકા કરનારે થોડું ઘણું પણ અનુભવજ્ઞાન મેળવવું જોઈએ જેણે સારી ટીકા કરવી છે તેણે તો પુરું જ્ઞાન મેળવવું જોઈએ. ઇન્સાફ કરવો અઘરો છે. જો બરાબર ઇન્સાફ ન થયો તો બિચારો ગ્રંથકાર વગર કારણે માર્યો જાય અથવા સરપાવ લઈ જાય. માટે ટીકા કરનારે બરાબર ન્યાય કરવો જોઈએ, ને એ શક્તિ મેળવવા સારુ તેણે જાતે ન્યાય કરવાની બાબત ઉપર ચોખ્ખું જ્ઞાન મેળવવું જોઈએ. કોઈએ દ્વેષભાવથી ટીકા કરવી નહીં.

આ સઘળાનો સાર એટલો કે, પુસ્તકો ઉપર ટીકા કરવાની રીત જલદીથી અમલમાં આણવી જોઈએ. ટીકા કરાવનારે પોતાના ગ્રંથ ઉપર ટીકા થયેથી કદાપિ સખત હોય તો પણ બીવું નહીં; પણ મેલા ડાઘને ટીકારૂપી આરસીમાં જોઈને કાઢી નાખવા અને સારા શણગાર સજવા. ટીકાકારે અદેખાઈથી નહીં પણ યથાન્યાય વર્તવું; પણ સામાને માઠું લાગશે એમ સમજીને ડરીને નહીં, પણ જેમ બને તેમ સારી પેઠે યથાવિધિ વિસ્તારે ટીકા કરવી

· નર્મદાશંકર લાલશંકર ·



[ ૬ ]

## ના ટ ક શા ળા

નાટકશાળા એ સુધારાની નિશાની છે. કાળિદાસાદિકનાં સર્વોત્તમ નાટકો સંસ્કૃતમાં છે એ જ તે કાળના આપણા સર્વોત્તમ સુધારાની અચૂક સાબિતીઓ ગણાય છે. વિદ્યાના ગ્રંથ તો તે બનાવનારની જ બુદ્ધિનો પુરાવો હોય. કાવ્યો પણ અમુક ગણ્યોગાંઠ્યો વર્ગ જ સુધરેલો હતો તે કરતાં વધારે સિદ્ધ કરી શકતાં નથી. ચોપાનિયાં ને વર્તમાનપત્રોની વિદ્વતા પણ શું બતાવે છે? એ જ કે તેના વાંચનારાઓ એવી વાતો સમજવાને લાયક

છે ખરા. પરંતુ આખો જનસમૂહ જ્ઞાન, વિચાર તથા મનોવૃત્તિમાં કેવો છે તેની ખરેખરી આરસી તો નાટકશાળા છે. કેમકે ત્યાં તો વાંચનાર ને ન વાંચનાર આખી આલમ વખતોવખત આવી જાય છે, અને તેથી તે બધાને ગમતાં, સમજાતાં અને સરસ લાગતાં નાટકો જ ત્યાં ભજવવામાં આવે છે. માટે જે દેશનાં નાટકો સુઘડ, સુરસ ને સૂક્ષ્મ વિચારથી ભરેલાં, તે દેશના લોક પણ સુઘડ, સુરસ ને સૂક્ષ્મ વિચાર કરવાની સ્થિતિએ પહોંચેલા છે એમ જે માનવામાં આવે છે તે સામાન્યપણે વાજબી જ છે.

એ જ કારણથી નાટકશાળા એ સર્વોત્તમ શિક્ષાગુરુ ગણાય છે. પાઠશાળા કે પુસ્તકશાળાથી પણ એની સત્તાને પહોંચી શકાતું નથી. લોકનાં જ્ઞાન, નીતિ ને વિચાર ઉપર નાટકશાળા દ્વારા જેટલી અસર કરી શકાય છે તેટલી કોઈ પણ બીજે રસ્તે કરવી અશક્ય જ છે. એક અંગ્રેજી વિદ્વાન કહી ગયો છે કે 'મારા હાથમાં કોઈ પણ દેશનાં ગીત બનાવવાનું કામ આપો અને પછી તેની ઉન્નતિને માટે ત્યાંના કાયદા બાંધનારા કેવું ડહાપણ કે મૂર્ખાઈ વાપરે છે તેની હું જરા પણ પરવાહ રાખીશ નહી.' આપણે આપણા દેશના ખુદ અનુભવ ઉપરથી જાણીએ છીએ કે જ્યાં સુધી આપણા ભાટચારણો ભાટાઈ કરનારા નીચ અભાગિયા થઈ ગયા નહોતા, ત્યાં સુધી તે આપણો શરાતનનો કારો મદોન્મત્ત વિદેશી વિજયીઓની સામા પણ કેટલો ઊંચો રાખવાને શક્તિમાન થયા હતા—એટલો ઊંચો કે તેના ગુણગાનમાં જ રાજસ્થાનના ઇતિહાસકર્તા ટોડસાહેબ પાને પાને ગુલતાન થઈ ગયેલા માલૂમ પડે છે. તેમ જ જારભક્તિનાં ગીતોએ દેશની કેટલી ખરાબી કરી છે તે કોઈને અજાણ્યું નથી. ટૂંકામાં ગીતકાવ્યની અસર સારી કે નઠારી બેહદ જ છે. તે છતાં ગીત દેશમાં એકવાર ફેલાય ત્યારપછી જ એવી અસર કરી શકે. પણ નાટકશાળા તો જનસમૂહની વચ્ચે જ સાદ કરતી ઊભી રહે છે, અને તેનો મનોહર સાદ સાંભળી લોકો દોડ્યા આવે છે. આખા દેશની મનોવૃત્તિને નાટકશાળા જે માર્ગે વાળવા ચાહે છે તે માર્ગે વળી શકે.

નાટકશાળાનો બોધ—સારો કે નઠારો—માણસના મનમાં ચોંટી બેસે છે તેવો તેને કોઈનો પણ બેસતો નથી. નાટકશાળાના તખ્તા ઉપર સીતાજીનું સાક્ષાત્ અનુકરણ જોનારના મન ઉપર પતિવ્રતાધર્મની જેટલી છાપ પાડે તેટલી કોઈપણ કથાપુરાણથી પાડી શકાતી નથી. રાવણવધ જોઈ જુલમગાર

રાજાને જેટલી ચાનક મળે તેટલી બીજે કયે માર્ગે મળવાની હતી? શકુંતલાનો એક ખેલ સ્વયંવરનો જેટલો બોધ કરે તેટલો કરોડ નિબંધોથી પણ થઈ શકે નહીં. પ્રજામતને અનુસરવું એના જેવો રાજાનો બીજો કોઈ પણ ધર્મ નથી, એ વાત ભવભૂતિએ સીતાપરિત્યાગના સંબંધમાં કેવી સરસ રીતે 'ઉત્તરરામચરિત્ર'માં પ્રબોધી છે? અલબત્ત, એ નાટકો તેવી રીતે ઉસ્તાદોના હાથથી લખાયલાં જોઈએ જ. કહેવાની મતલબ છે કે દેશમાં સુબોધ કે કુબોધ ફેલાવવાનું નાટકશાળા જેવું એકે સાધન નથી. દેશને સુરસિક, શૂરવીર, કે ફૂવડ ને બાયલો કરવો, એ નાટકશાળાના વ્યંગ્ય પણ સરળતમ બોધની ઉપર જ બહુધા આધાર રાખે છે. નાટકશાળા એ સુધારા કે કુધારાનું એક મહા જબરદસ્ત હથિયાર છે, અને વિચારવંત સુધારકો હમેશાં તેને પોતાના પક્ષમાં લેવા કદી ચૂકતા નથી.



અમારો કહેવાનો હેતુ એમ નથી કે નાટકો બોધપ્રધાન હોવાં જોઈએ. સુબોધ એ સારા નાટકનું સ્વાભાવિક ફળ છે, પણ તેનો ઉદ્દેશ નથી. શુદ્ધ ને ઊંચા રસમાં સ્વાભાવિકપણે જ સારો બોધ સમાયેલો છે, પણ તે બોધરૂપે નહીં; અને તે બોધરૂપે નથી માટે જ તે વધારે અસર કરે છે. જેમ કહેણી કરતાં રહેણી જ ખરેખરી બધાને સુબોધદાયક ગણાય છે, તેમ સરસ નાટકનાં પાત્રો ભાષણો આપીને નહીં પણ પોતાનાં મહાન આચરણોથી જ સુનીતિનો બોધ રામબાણ રીતે કરે છે, આ કારણથી વ્યવહારમાં તો સારાં નાટકોથી રસ ને સુબોધ બન્ને મળે છે જ.

નાટકશાળાઓની સામે ફરિયાદ કાંઈ આજકાલની નથી. મુંબઈનાં વર્તમાનપત્રો બૂમ પાડી પાડીને થાકી ગયાં અને હવે તો સભ્ય ગૃહસ્થોએ ત્યાં જવું જ ઘણું કરીને માંડી વાળ્યું છે. તો પણ નાટકશાળાઓ ન સુધરતાં ઊલટી બગડતી જ જાય છે. છેલ્લાં આઠ દસ વર્ષથી તો આ ચેપ ગૂજરાતને લાગ્યો છે, અને ત્યાં પણ એનો ફેલાવો બહુ જ થયો છે. જ્યાં જોઈએ તે પથરાબોધક ને રાખબોધક એવાં ખોટાં ખોટાં ઠગારાંસિરેલાં નામો ધારણ કરી દેશની નીતિરીતિમાં કેવળ બગાડો જ કરતી [કોણ જાણે ક્યાંથી ઉત્પન્ન થયેલી], અજ્ઞાન ને અણઘડ નાટક મંડળીઓ ભિખારીનાં ટોળાંની પેઠે ગામેગામ રવડતી માલૂમ પડે છે. એ ટોળીઓ

ચોડી હતી ત્યાં સુધી તો કંઈક સારું લાગતું. પણ હવે તો મુંબઈની પેઠે જ અહીંયાં પણ છોકરાઓ ભણવું ગણવું છોડી જ્યાં જઈ એ ત્યાં નાટકના બિભત્સ રાગડા જ કાઢતા જોવામાં આવે છે, કેટલાક તો એની પછાડી નીકળી પણ જાય છે.

આ રીતે ચોતરફ ગુજરાતમાં પોકાર ઊઠી રહ્યો છે, તો પણ એનો ખરો ઉપાય કોઈને સૂઝતો નથી. તેમજ સારા માણસો કંટાળી એવાં નાટકો જોવા જવાનું જ છોડી દેવા લાગ્યા છે. તેથી પણ તેનું જોર કાંઈ ઓછું થઈ જાય એમ અમને લાગતું નથી. એથી ઊલટું, ફળ એ થાય છે કે સભ્ય માણસોને જોઈ પહેલાં જે કાંઈ સંકોચ પડતો હતો તે દૂર થઈ નાટકોમાં મૂર્ખાઈ ને અસભ્યતા વધતી જાય છે. માટે સમજુ ને શાણા માણસની તો ફરજ એ છે કે નાટકો જોવા જઈ તેની જે ખોડખાપણો માલૂમ પડે તે જાહેરમાં મૂકવી. આપણાં ગુજરાતી વર્તમાનપત્રોને માલૂમ નથી પણ વિલાયતમાં તો તેઓ પોતાનું એક એ કામ જ સમજે છે કે આગલી રાત્રે જે નાટક થયું હોય તેને વિશે બીજે દહાડે પોતાના વિચાર પ્રગટ કરવા. આમ કર્યા વિના બિચારા નાટકવાળા પોતાના ગુણદોષ શી રીતે જાણે અને ન જાણે તો પછી પોતપોતાને ઊંધે રસ્તે જ ચાલ્યે જ જાય તેમાં નવાઈ શી? વર્તમાનપત્રોએ જ નહીં પણ ખાનગી ગૃહસ્થોએ પોતાના મિત્રમંડળમાં નાટક કેવી રીતે ભજવાયલું તેની ચર્ચા કરવી જોઈએ, કે સુધરેલો લોકમત બંધાયા પછી નાટકશાળીઓની તાકાત નથી કે તેઓ હાલનાં જેવાં ઢંગ કે ઢાળ વિનાનાં નઠારાં નાટકો તખ્તા ઉપર આણવાની હિંમત કરે.

હાલ નઠારાં નાટકો થાય છે તેનો દોષ તો અમે નાટકશાળીઓ કરતાં નઠારા લોકમતને જ આપીએ છીએ. સભ્ય ગૃહસ્થો કંટાળીને કે ગમે તે કારણથી તેને પૂરું ઉત્તેજન આપતા નથી, અને તેનો મોટો આધાર નીચ વર્ગના લોકોને જ રાજી કરવા ઉપર રહેલો છે. જો એ નાદાન શ્રોતાઓ વિદૂષકનું મૂર્ખાઈ કે બેહયાઈભર્યું બકબોલું સાંભળીને જ રાજી થઈ તાબોટા પાડતા દેખાય તો સ્વાભાવિક જ છે કે નાટક–મંડળીઓ આવું બકબોલું જ આખા નાટકમાં આપવાના. જો જોનારાને દાદરા, ઠુમરી કે ખ્યાલ–ટપ્પા જ કે ગઝલ–રેખતા પર વિશેષ ભાવ હોય તો નાટકમાંના રાજા ને બુઢ્ઢા પંડિતો પણ ટોળિયા બની ભરસભામાં કાને હાથ દઈ

સગીરા જ કાઢવા મંડી જાય. જો એવા લોકોને બિભત્સ વાતના ઇશારા ગમે તો સભ્ય નાટકમંડળી પણ તજવીજે તજવીજે તેમજ કરવા દોરાવાની ને દોરાય છે જ. અરે અમને તો દહેશત લાગે છે કે જો આ નાટકનું વલણ વેળાસર સુમાર્ગે વાળવામાં નહીં આવે તો તે બગડીને જતે દહાડે ભવાઈના જેવું જ થઈ જશે!

આપણી નાટકશાળાઓની આવી સ્થિતિ હાલ આખા ગુજરાત ખાતે છે. અને તેને સુધારવાનો ખરો ઉપાય એ છે કે તેનું વિવેચન–નિરંતર વિવેચન ખરા રસિક પુરુષોની તરફથી થવું જોઈએ. નાટકનો શોખ એક વાર લોકમાં ઉત્પન્ન થયો છે તે જતો રહેવાનો નથી, અને નાટક-ટોળીઓ ગમે એવી પણ તે દિન પર દિન વધતી જ જવાની એ નિશ્ચય કરીને જાણવું; માટે એને સુધારવી, સુમાર્ગે વાળવી, અને લોકની આંખ આગળ શુદ્ધ ને ઊંચા રસનાં નાટકો મૂકવાં કે સ્વાભાવિક રીતે જ તેઓ પસંદ કરશે અને હાલનાં કચરા કે ટાયલાંને ધિક્કારતાં શીખશે. બાળકના હાથમાંથી જોખમકારી રમકડું લઈ લેવું હોય, તો તેનો સર્વોત્તમ ઉપાય એ જ કે બીજું રમકડું–નિર્દોષ પણ તેથી યે રઢિયાળું–તેની આગળ ધરવું. તેમ ન કરતાં ખેંચાતાણ કરવા જઈએ તો બેમાંથી એકનો હાથ-કપાય એ જ ફળ થાય, અર્થાત્ નઠારાં નાટકને કાઢવાનો ઉપાય એ જ છે, કે સારા નાટકને ઓળખી તેને ઉત્તેજન આપવું અને તેના જે દોષ હોય તે વિવેકથી બતાવવા.

× × ×

નાટક બે પ્રકારનાં કહેવાય: વાંચવાનાં અને ભજવી બતાવવાનાં. એમાં ભજવી બતાવવાનાં તે જ નાટક ખરાં, અને ઉપર જે નાટકનું બળ વર્ણવ્યું તે એવાં જ નાટકોનું સમજવું. વાંચવાના નાટક તો ફક્ત બીજાં પુસ્તક જેવાં છે, અને તેની અસર ટૂંકી હદમાં જ રોકાઈ રહે છે આપણી ભાષામાં વિદ્વાનોએ કેટલાંક નાટક લખ્યાં છે, પણ તે માત્ર વાંચવાલાયક છે. કેટલાંક વર્ષ ઉપર સુરતની કોઈ નાટક મંડળીએ 'ભર્તું ઓપાળું' કેટલીક વાર ભજવી બતાવ્યું હતું, અને 'લલિતાદુઃખદર્શક' કેટલાક ફેરફારની સાથે કોઈ કોઈ વખત નાટકના તખ્તા ઉપર આવ્યા કરે છે ખરું, પણ તે સિવાય એમાનું કોઈ પણ બીજું નાટક ભજવવાનો પ્રયત્ન થયો એમ જાણવામાં નથી.

ભજવાતાં નાટક તો હાલ આપણા દેશમાં કાંઈ ઓર જ પ્રકારનાં છે. ઘણીક નાટકમંડળીઓ પાસે તો લખેલાં નાટક જ હોતાં નથી, પણ કથાભાગ યાદ રાખી પાત્રો પોતાની મરજીમાં આવે તેમ તે તે પ્રસંગાનુસાર બોલી લે છે. આવા બિનતૈયારીના બકબકાટમાં તે કાંઈ પણ ભલીવાર શી રીતે હોઈ શકે ? કેટલીક મંડળીઓ પાસે પદબંધ આખ્યાનો હોય છે. તે આખ્યાનો સૂત્રધાર ગાઈ બતાવે છે ત્યારે પાત્રોને શું બોલવું તેની ખબર પડે છે. આના જેવું તો અસ્વાભાવિક કે હસવા જેવું બીજું એકે નથી. સૂત્રધાર રાગડો કાઢી રહે, કે તેનો ભાવાર્થ અભણ પાત્ર પોતે જેમ સમજે તેમ ભાંગીતૂટી ભાષામાં બોલે; અને તેમાં છેવટ અગત્યનો પ્રશ્ન પૂછ્યો હોય જેનો જવાબ સામા પાત્રે જુસ્સાથી તત્કાળ આપવો જોઈએ એમ હોય, તો પણ બિચારું સામું પાત્ર મોં વકાસીને ઊભું જ રહે છે, અને શો જવાબ દેવો તે સૂત્રધાર તાનમાનથી રાગ ઘુમાવતો દોઢ પહોરે ગાઈ રહે છે, ત્યારે જ તેને માલૂમ પડે છે. આ તો દૃશ્ય કાવ્ય નહીં, પણ શ્રાવ્ય કાવ્ય જ થયું. એવા નાટક કરતાં તો પડદાબડદા આઘા ફેંકી દેવડાવી એકલા સૂત્રધારને જ સામો બેસાડી બધું આખ્યાન ગવડાવ્યું હોય તો વધારે રસ પડે, અને તે બિચારા સૂત્રધારને પણ પોતાનું સંગીતચાતુર્ય દેખાડવાનું બરાબર બની આવે.

આપણી થોડીક મંડળીઓ પાસે લખેલાં નાટક હોય છે ખરાં, અને તે પ્રમાણે ભજવવાને પાત્રો તો પોતાના તરફથી બનતી મહેનત પણ કરે છે, પરંતુ તેમાં બધો દોષ નાટક લખનારનો જ હોય છે. એ નાટકો એવી અણઘડ રીતે તો લખાયેલાં હોય છે કે જેણે તે જોયાં નથી તેને તેનો વિચાર પણ આવવો મુશ્કેલ પડશે. આ નાટકો ઘણું કરીને છપાતાં નથી, અને તેથી તે વાંચનારી આલમની નજરે ક્વચિત જ પડે છે. એમાંનાં કોઈ કોઈ છપાય છે, પણ તેના બનાવનારની હિંમત જ કોઈ વર્તમાનપત્ર કે ચોપાનિયા ઉપર અભિપ્રાય માટે મોકલવાની થતી નથી.

ભજવાતું નાટક તેના બનાવનાર તરફથી અમને આ પહેલવહેલું જ મળે છે, અને તેથી તેનું વિવેચન અમારે કાંઈક વિસ્તારથી જ કરવું જોઈએ. અલબત્ત, એનું વિવેચન બીજાં પુસ્તકોનું જેવા માપથી કરીએ છીએ તેવા માપે કરવું એ વાજબી કહેવાય નહીં. હાલ ભજવાતાં

નાટકોના ગુણદોષ તો ઉપર કહેલી નાટકશાળાની સ્થિતિનો વિચાર કરી રહેમનજરથી જ બતાવવા જોઈએ, કેમકે એવા નાટકો વિવેચક કે વિદ્વાન વર્ગને નહીં પણ સામાન્ય શ્રોતાજનોને પ્રસન્ન કરવાને અર્થે જ લખાયેલાં છે. ઉપર અમે વર્તમાનપત્રોને દરેક ખેલની નોંધ લેવા ભલામણ કરી છે ત્યાં તેણે પણ હાલ આવી રહેમનજરથી જ વર્તવું જોઈએ એમ અમારો અભિપ્રાય છે.

· નવલરામ લક્ષ્મીરામ પંડ્યા ·



[ ૭ ]

## ક્ષમા

માણસની સદ્દવૃત્તિ જેમ જેમ કેળવાતી જાય છે, ને જેમ જેમ શાંતિથી વર્તતાં તે સુખી થાય છે, તેમ તેમ તેને પોતાની સ્થિતિ વિશે અસંતોષ કરવાનું મન થતું નથી, તેમ પારકાની કોઈ પણ રીતભાતથી કે સ્થિતિથી ક્રોધ પેદા થતો નથી. ક્રોધ છે તે થોડીક ઘડીનું ગાંડાપણું છે. તેને વશ થઈ માણસ શું કરે છે, કહી શકાતું નથી; તે ગમે તે કરે છે, પારકાનું કે પોતાનું ગળું સુદ્ધાં કાપે છે; પણ એ ગાંડપણ શમી જતાંની સાથે જ પશ્ચાતાપ પેદા થાય છે, ને પોતાના કામનો મનમાં નિત્ય ક્લેશ રહ્યા કરે છે. કોઈએ આપણને ગાળ દીધી હોય ને તે સાંભળીને જ આપણે ચાલ્યા આવ્યા હોઈએ તેથી આપણને આપણા મનમાં જેટલી શાંતિ વળે છે, તેટલી શાંતિ તે ગાળ દેનારને આપણે સામી ગાળ દઈને આવ્યા હોઈએ તેનાથી વળતી નથી. આ વાત અનુભવસિદ્ધ છે, ને જેણે ન અનુભવી હોય તેણે કરી જોવા જેવી છે. જગત પણ કોને માન આપે છે? ગાળ સાંભળીને ચાલી જનારને જ; સામી ગાળ દેનારને નહીં. કોઈ માણસ આપણા ઉપર ગમે તે રીતે ક્રોધ જણાવે તો આપણે પણ તેને સામો ક્રોધ જ જણાવવો એમાં સારાનઠારાનું માપ રહેતું નથી; પણ જ્યારે નઠારો માણસ નઠારાપણું બતાવે, ત્યારે સારાએ સારાપણું બતાવવું જોઈએ., ને ક્રોધની સામે ક્ષમાનું જ શસ્ત્ર વાપરવું જોઈએ. એમ કરવાથી આપણા અંતઃકરણને ક્લેશ થતો નથી એ લાભ ઘણો મોટો છે.

ક્રોધ શાથી પેદા થાય છે? માણસો પોતાના અંતરાત્માને પ્રસન્ન રાખવાનું ભૂલી જઈ, પોતાના અંતકરણના જુદા જુદા વેગને સંતોષવા પ્રયત્ન કરે છે તેથી. બીજી રીતે કહીએ તો જે પોતાનું ખરું કામ છે, ને જેનાથી પોતાનો નિત્ય સંતોષ થાય છે તેને મૂકી, જે પોતાનું કામ નથી, ને જેનાથી માત્ર ક્ષણિક હર્ષ પેદા થવા જેવું છે, તેવી વાતો પાછળ માણસ ફાંફાં મારે છે. આમ થવાથી તેના મનમાં ઘણીક ઇચ્છાઓ અને આશાઓ પેદા થાય છે. તે આશાઓ પૂર્ણ થતી નથી ત્યારે પોતે જેની આશા રાખી હોય તેવા પદાર્થ બીજાની પાસે જોઈ તેમના ઉપર ઈર્ષ્યા કરે છે. ઈર્ષ્યાથી ક્રોધ થાય છે. ક્રોધ કરીને માણસ પોતાનું ભાન ભૂલી જાય છે ને ભાન ભૂલી જવામાંથી વિવેક એટલે સારાનરસાનો તે વિચાર કરી શકતો નથી. વિવેકનો નાશ થતાં જ ગમે તેવે માર્ગે વળે છે, ને પોતાનો પણ નાશ કરે છે; માટે આશા અથવા ઇચ્છા એ જ ક્રોધનું અને સર્વ પ્રકારના પાપ તથા દુઃખનું મૂળ છે. એવું નથી કે આપણે કશી ઇચ્છા જ ન કરવી; પણ એવું તો છે જ કે આપણે માત્ર પ્રયત્ન કરવો. તેનું ફળ ગમે તે થાય તે ઉપર ઇચ્છા રાખી રાગદ્વેષમાં પડવું નહીં; કેમકે આપણા પ્રયત્નમાંથી ફળ થવું એ આપણા હાથમાં નથી. મહાત્માઓ એવો રસ્તો બતાવે છે કે દુઃખ દેખી દયા પામવી; સુખ દેખી સ્નેહ ધરવો; સમૃદ્ધિ દેખી પ્રસન્ન થવું; અને એ બધાથી વિપરીત એટલે ઈર્ષ્યા, ક્રોધ, દુર્વ્યસન, એ બધાંને દેખી તેને વિશે વિચાર પણ ન કરવો, એટલે તેની કશી ગણના જ કરવી. આમ કરવાથી ક્ષમાનો ગુણ સંપૂર્ણ રીતે સચવાય છે.

એક સર્પની એવી વાત કહેવાય છે કે તેણે કોઈને કરડવું નહીં એવું વ્રત લીધું, તેથી તેને બધા લોકોએ ચૂંથવા અને પજવવા માંડ્યો. એ વાત કોઈ સંતને તેણે કહી તો તેણે ઉપદેશ કર્યો કે-કરડવું નહીં, પણ ફૂંફાડો તો રાખવો. આવો વ્યવહાર સંસારમાં બહુ આવશ્યક છે, કેમકે બધા માણસ સરખી રીતે સીધા થઈ કે રહી શકતા નથી, એમ વ્યવહારમાં હોશિયાર થયેલા લોકો કહે છે. સત્ય વાત તો એવી છે કે ઉચ્ચ સદ્વૃત્તિ હોય તો જ બહુ છે, પણ યથાર્થ ક્રોધ પેદા થવાના પ્રસંગો પણ જગતમાં થોડા આવતા નથી. કોઈ નીચ કર્મ જોતાં, કોઈ અન્યાયનો માર્ગ પ્રવર્તતો જોતાં, કે કોઈ દુષ્ટ વૃત્તિ નજરે પડતાં સદ્વૃત્તિવાળા મનુષ્યને સહજ ક્રોધ થઈ આવે છે. આવો જે ક્રોધ છે તે વાસ્તવિક રીતે ક્રોધ

નથી, કેમકે તે ઈર્ષ્યાથી કે કોઈ પ્રકારનો પોતાની લાભની ઇચ્છાથી થયેલો નથી. એ ક્રોધ શાંત અને સરખી રીતે ભરેલા કોઈ સરોવરમાં એક પથરો નાખવાથી જે કુંડાળાં થાય છે તેના જેવો છે. સદ્‌વૃત્તિવાળો મનુષ્ય બધું જગત સદ્‌વૃત્તિ જ ભરેલું દેખે છે. તેમાં જ્યારે દુષ્ટ વૃત્તિરૂપી પથરો પડે છે, ત્યારે તેના હૃદયમાં સ્વાભાવિક રીતે જ આઘાત થાય છે, ને તે એક પ્રકારના ક્રોધરૂપે સામો આઘાત પેદા કરે છે; પણ એ ક્રોધથી વિવેકનો નાશ થાય એવો મોહ પેદા થતો નથી; માત્ર એટલું જ થાય કે જે દુષ્ટ વૃત્તિ કે દુષ્ટ આચાર પોતે દીઠાં છે તેને ગમે તે પ્રકારે પણ સુધારવા માટે પોતાની સદ્‌વૃત્તિ ઊલટે છે. એ ઉલટાવવાનો જે વેગ તે ક્રોધરૂપે ઓળખાય છે, પણ તે ક્રોધ નથી. આવો ક્રોધ જેને નથી થતો, હૃદયમાં દુષ્ટ વૃત્તિ કે દુષ્ટ આચાર દેખતાંની કે સાંભળતાંની સાથે આઘાત થઈ, જેનામાં સદ્‌વૃત્તિ ઉભરાઈ ઊઠતી નથી, તેવા મનુષ્યો સદ્‌વૃત્તિવાળા, ન્યાયી, પ્રેમી કે સદ્‌ગુણી નથી જ. એવા ક્રોધથી ક્ષમારૂપી ગુણનો ભંગ ગણાતો નથી.

**• મણિલાલ નભુભાઈ દ્વિવેદી •**



## [ ૮ ]

## ચાલતા નથી માટે

વારંવાર હું એવા માણસોના પરિચયમાં આવું છું કે જેમને શરીરને સુંદર કરવું છે, પણ વ્યાયામ કરવો નથી. કસરતની એમને સગ નથી હોતી, પણ શરીર કસવામાં કરવા પડતા શ્રમથી એ કંટાળે છે. મને પોતાને પણ વ્યાયામ કરવાની જરૂર નથી લાગતી. જો મનુષ્ય પ્રાકૃતિક જીવન જીવે તો સુંદર, સ્વસ્થ અને સશક્ત શરીર ઘડવામાં, વ્યાયામ જેવાં કૃત્રિમ સાધનો વિના પણ, સફળ થઈ શકે છે એવી મારી દઢ શ્રદ્ધા છે.

પ્રકૃતિમાં નજર કરો. જડ મનાતાં પશુઓને વ્યાયામ કરતાં કોઈએ જોયાં છે? છતાં એમનાં લોકોત્તર બળ અને ચપળતા, સુંદર દેહ અને નિરોગી જીવન કેટલાં ઉત્તમ પ્રતિનાં સચવાય છે? અકસ્માત ન થાય તો આ બધાં અપૂર્વ વીર્યમત્તા, સંપૂર્ણ આયુ, અવ્યાહત જીવનબળ, અદ્‌ભુત શક્તિથી ઊભરાતું યૌવન અકુંઠિતપણે ભોગવે છે.

તો પછી એકલા મનુષ્યપશુનું જ અકાળે મરણ શા માટે? નિર્બળતા, રોગગ્રસ્ત શરીરસ્થિતિ, અલ્પાયુ, નિર્વીર્યતા–આ બધાનો ભોગ મનુષ્ય જ કેમ? મુખ્ય એક જ કારણ છે. તમે માનશો? એ 'ચાલતો' નથી માટે. અરે ચાલવાની ક્યાં વાત કરીએ? એને પશુ તરીકે ઊભાં રહેતાં પણ નથી આવડતુ; પછી મરે જ ને? ચાલવાના અને ઊભા રહેવાના–પ્રાકૃતિક ગતિસ્થિતિના જ્ઞાનનો અભાવ જ મનુષ્યની વિકળતા, કુરૂપતા, રોગી દશા અને અકાલ વૃદ્ધત્વનું મૂળ છે.

મનુષ્ય બેપગો પશુ છે. આખી જીવનસૃષ્ટિમાં એ એકલો જ 'ટટાર' ચાલે છે. એટલે એનો પરમ શત્રુ ગુરુત્વાકર્ષણ છે. પૃથ્વીનું અદશ્ય કઠોર બળ મનુષ્યને સતત પોતાની તરફ અધોમુખ ખેંચે છે. આ ખેંચાણ દીર્ઘાયુનું ઘાતક છે.

ચોપગા પશુઓ પર આ ગુરુત્વાકર્ષણની ઝાઝી અસર નથી થતી. એમનાં શરીર પૂરેપૂરાં સમતોલ છે. ચાર ખૂણે ચાર થાંભલા હોય અને તે ઉપર બાંધેલો માંચડો હોય, એનો ભાર જેમ સરખી રીતે દરેક થાંભલા ઉપર છૂટો છૂટો છતાં ચારેના સંયુક્ત બળથી સમતોલપણે વહેંચાયો હોય છે, તેવી રીતે પશુઓના શરીરનો ભાર એમના ચાર પગ પર સમતોલ સ્થિતિમાં ઝીલવાને લીધે, પૃથ્વીનું ખેંચાણ એમની સ્થિરતા ડગાવી શકતું નથી.

જ્યારે મનુષ્યની વાત જુદી છે. એના 'માંચડા'ના બે જ સ્તંભ છે. આખા ઊભા શરીરનો ભાર બે પાયા જ વહન કરે છે. એથી જ ગુરુત્વાકર્ષણના બળનો સામનો કરવો એને માટે અઘરો છે. એની દશા એટલી નિરાધાર. બે થાંભલા ઉપર ઊભો, ડોલમડોલ થાય એવો, ટટાર ભાર સમતોલ રાખવો એ કેટલું કઠિન છે એની કલ્પના અઘરી નથી. માથા ઉપર પાંચસાત માટલાં ઉપાડી બેચાર ડગલાં ચાલી જોવાથી તે ઝટ સમજાશે.

મનુષ્યનો દેહ ટટાર રહે એ હેતુથી કુદરતે શરીરની બંને બાજુએ પરસ્પર વિરોધી ક્રિયાશક્તિવાળા સ્નાયુઓનાં જોડકાં મૂક્યાં છે. પેટ અને સાથળના સ્નાયુઓનો સ્વભાવ [ આકુંચન ધર્મ ] દેહને આગળ નમાવવાનો–

કમરમાંથી વાળીને માથું પગ ભણી લઈ જવાનો છે. એનાથી ઊલટું, સાથળની પાછળના તથા બરડાના–ખાસ કરીને નીચેના ભાગના, કરોડની બંને બાજુએ દોરડા જેવા દેખાતા સ્નાયુઓનો આકુંચન ધર્મ–સ્વભાવ દેહને કમરમાંથી પાછલી તરફ વાળવાનો અર્થાત્ સીધો ટટાર રાખવાનો છે. એવી જ રીતે ડાબી બાજુએ શરીર કમરમાંથી ઝૂકી ન જાય એ અર્થે ડાબા પગના સ્નાયુઓનો સ્વભાવ પ્રકૃતિએ નિર્ણિત કર્યો છે. આમ આગળપાછળ, ડાબીજમણી બાજુએ પરસ્પર વિરોધી ધર્મવાળા સ્નાયુ-સમૂહથી બંધાયેલો દેહ 'ટટાર' રહી શકે છે. આવશ્યક ક્રિયાઓ કરવામાં મનુષ્ય બુદ્ધિપૂર્વક દેહને આડીઅવળી ગમે તેવી સ્થિતિમાં વાળી કે ફેરવી શકે છે; પરંતુ તે સ્નાયુઓ પરના કાબૂને લીધે. આ સ્નાયુઓમાંના એકમાં પણ જો ક્ષતિ આવે તો તેટલે અંશે શરીરના 'ટટાર'પણામાં ખામી આવવાની જ. વૃદ્ધાવસ્થામાં ઘણા મનુષ્યોને કમરમાંથી આગળ વળી ગયેલા જોઈએ છીએ તે કમરના (બરડાના) સ્નાયુઓ જીર્ણ, અશક્ત થવાને પરિણામે જ.

સ્નાયુઓ મરી જાય છે, નિરુપયોગી–જીર્ણ થઈ જાય છે એનું કારણ ક્રિયાનો અભાવ: ઘણા બાવાઓ હથેલીમાં શિવલિંગ રાખી હાથને અદ્ધર ઊંચકી રાખી સૂકવી નાંખે છે તેમ. ફેફસાં ખવાય છે, એનું કારણ પણ કંઈક અંશે નિષ્ક્રિયતા જ: પૂરેપૂરાં ફેફસાં ભરાય અને હલવાય એવી શ્વાસોચ્છ્વાસની ક્રિયા નથી થતી તેને લીધે જ. એવી જ રીતે જો માણસ પશુધર્મને અનુસરીને ચાલતો નથી તો એના સ્નાયુઓ–જે પરસ્પર સંકળાયેલા, સમન્વિતરૂપે શરીરને 'ટટાર' રાખે છે તેમની શક્તિનો હ્રાસ જ થાય છે. કારણ શરીરની અસ્વાભાવિક ગતિ–સ્થિતિથી શરીરનો ભાર આ સ્નાયુઓ પર સરખો ન વહેંચાતાં, આડોઅવળો ઓછોવત્તો પડે છે. કોઈને ખૂબ કામ મળે, કોઈને ઓછું; મેળ રહેતો નથી. આવો ક્રિયાભેદ બધાં ય અનિષ્ટ તત્ત્વોનું મૂળ છે. એને પરિણામે અશક્તિ, રુગ્ણતા, અવસાન અનુક્રમે આવે છે.

કલ્પના કરો. સિંહ, વાઘ, હાથી, ઘોડો, કૂતરો, હરણ–એ કે ત્રણ પગે ચાલવા માંડે; ચારે પગનો મેળ ન ખાય એમ ભિન્ન ગતિવાળાં હોય; અકલ્પ્ય છે, નહીં? છતાં 'બુદ્ધિમાન' ગણાતો મનુષ્ય શું કરે છે? દરેક રીતે એની શારીરિક ક્રિયાઓ મૂર્ખતાભરેલી; વિસંવાદી છે. એનો આહાર,

એની ઊંઘ, એનો મળત્યાગ–બધું અસ્વાભાવિક, કૃત્રિમ છે. એ ઊભો રહે ત્યારે જ સહેજ ધક્કો લાગતાં તોલ ગુમાવી જમીન પર પડે. એની ચાલ જુઓ. કોઈ વાંકા વળી ઝૂકતા ચાલે, તો બીજા વળી ઠેકડા મારતા દેડકા પેઠે ચાલે. કોઈની ગતિ તીડગોલ્લાં જેવી, તો અન્ય વળી હલેસાં મારતા લથડતા પગે, જમીન ઘસતાં ચાલે! પૃથ્વીના ગર્ભમાં રહેલાં સત્તને શોધતા હોય એમ, ચાલતાં ચાલતાં કેટલાંકની આંખો જમીન પર જ જડાયેલી, ગરદન ઊંટ પેઠે આગળ નમાવેલી, દાઢી છાતી સાથે ભીડેલી; બીજા વળી શિર પાછળ ઝુકાવી, અદ્ધર આંખે ધોળે દિવસે પણ આકાશના તારા ગણતા ચાલે! ગરીબ ગધેડું પણ આખો વખત પગ વચ્ચે માથું રાખીને ચાલતું નથી. છતાં બુદ્ધિમત્તાનો ગર્વ કરનાર મનુષ્યપશુ આવી અનૈસર્ગિક ચાલ ચાલીને આખું જીવન પૂરું કરે છે!

પરિણામ? પૃથ્વીના તળ ઉપર સૌથી નિર્બળ, અલ્પાયુ પ્રજા. રોગનાં ઘર કહેવાતાં, ગંધાતાં બેડોળ શરીર.

ઉપાય? 'ટટાર' ઊભા રહો. અન્ય પશુઓ ચાલે છે તેમ, શરીરના આગળપાછળના તેમજ બંને બાજુના પ્રત્યેક સ્નાયુને સ્થાનભેદે યોગ્ય શ્રમ મળે તે રીતે 'ચાલો.'

ટટાર એટલે અક્કડ સોટા પેઠે નહીં, પણ શરીરનું સમતોલપણું સાચવીને; સ્થિતિસ્થાપકતાના ભોગે નહીં. પણ બધાં ગાત્રોની સંકળાયેલી સ્થિતિનો સંવાદ કેળવીને; બધો ભાર વહેંચીને; એકને ભોગે બીજા સ્નાયુને આરામ ન મળે તેવી રીતે.

*આમ કરવાની સહેલી રીત*: આંખો સીધી રાખો. દાઢી અંદર ખેંચો. માથું ગરદન ખેંચ્યા વિના સ્થિર રાખો. ખભા નીચા ખેંચો. છાતી અદ્ધર ઉપાડો; પરંતુ કબૂતરની ગરદન પેઠે ફુલાવેલી નહીં, પણ પાંસળીઓને સ્નાયુના બળે ઊંચે ઊંચકેલી. કરોડ સીધી રાખો. પેટ અંદર હળવેથી ખેંચેલું રાખો. પગ સ્થિર, ઢીંચણથી સીધા અક્કડ, આખા શરીરનો ભાર પગનાં તળિયાં ઉપર. પાની જમીનથી કાગળપૂર અદ્ધર ઉપાડેલી. આંગળાં જમીન પર પહોળાં સપાટ, સરખાં પાથરેલાં.

ચાલવું પણ નૈસર્ગિક રીતે જ. એક પગ ઉઠાવી આગળ મૂકતાં, શરીરનો ભાર આગળપાછળ સરખો વહેંચાય. ચાલવાનું પગ વડે છે; શરીરથી નથી. એટલે પગ અને પંજાને જ તેમનું કામ કરવા દો. બીજાનો બોજો નાહક એમના ઉપર ન નાખશો. શરીરનો ભાર એ ભલે વહન કરે. પણ એમની ગતિક્રિયામાં ભંગ ન પડે એવી રીતે. એ ત્યારે જ બને કે જ્યારે આખું શરીર ગતિના ઝોકમાં સમ સ્થિતિમાં ફરતું હોય. એક પગ આગળ; બીજો પગ પાછળ. કેડ જાણે ધરી. કેડ ઉપર આવેલું ધડ, આ ધરીની ઉપર આગળપાછળ અર્ધ ગોળાકારે ફરતું હોય.

આવું શીખવાનું સહેલું તો નથી જ. જલદી શીખવું હોય તો માથા પર ભારે બોજો ઉપાડીને ચાલવાનો અભ્યાસ કરવો; કૂદાકૂદ કરતા ડામચિયા પેઠે આમતેમ લચકાતા નહીં પણ કોઈ પ્રચંડ શરીરવાળી ગામડિયણ કે માછણ વા રબારણ ચાલતી હોય તેમ; જેમ સિંહના પગ પૃથ્વીને દબાવતાં ચાલે છે. હરણ અને છોકરડાના પગ ભૂમિ પર સરે છે તેવી રીતે.

પરિણામ ? અલૌકિક યૌવન, શાશ્વત યૌવન. પૂર્ણ પુરુષત્વ અને સ્વત્ત્વવાળા મનુષ્યોનો વૃદ્ધાવસ્થા પર વિજય. કેવળ શ્વાસોચ્છ્વાસ લેનાર નહીં, પણ જેની નસોમાં વીજળી વેગે લોહી વહે એવા મનુષ્ય–'પશુ'નું નૈસર્ગિક જીવન. ડોબલાં જેવાં પેટ નહીં, સપાટ છાતી નહીં, બેઠેલાં ડાચાં નહીં; એને બદલે પૂર્ણ વિકસેલા, સરળ ને બળવાન્ સ્નાયુવાળું સ્વસ્થ ને સશક્ત સુંદર શરીર.

ઊભા રહેવાની અને ચાલવાની ક્રિયાઓ નૈસર્ગિક રીતે થતી હોય તો સ્નાયુઓ ખીજી બધી શારીરિક સ્થિતિઓમાં પણ અનિર્બંધ કાર્ય કરવાના; આમ કોઈ પણ પ્રસંગે કોઈ પણ સ્થિતિમાં સ્નાયુ ઉપર અણઘટતું દબાણ નહીં આવે. એને લીધે શરીરની અંદરનાં જઠર, આંત્તરડાં, ફેફસાં, આદિ અંગોની પાચન, મલોત્સર્ગ, શ્વાસોચ્છ્વાસ, વગેરે ક્રિયાઓ અકુંઠિત રીતે થવાની.

સ્નાયુવિકાસ પણ સાથે થવાનો. શરીરને ટટાર રાખવાથી આગળ-પાછળ અને પડખાંના સ્નાયુઓમાંના દરેકને શરીરની સ્થિરતા અર્થે આકુંચન તો કરવું જ પડશે. તેવી જ રીતે ચાલતી વખતે શરીરના બધા સ્નાયુઓ–પાનીથી ગરદન સુધી બધાય–ને ક્રમે ક્રમે વારાફરતી આકુંચન

કરવું પડશે. આમ ધીમે ધીમે સરખા ક્રમ વડે એકધારો વિકાસ થવાથી સમગ્ર સ્નાયુઓ બળવાન અને સુંદર બને છે. જે ફલપ્રાપ્તિ [ આખું શરીર કેળવવા ] અર્થે વ્યાયામના સાધનોનો ઉપયોગ કરનારને જુદી જુદી અનેક પ્રકારની કસરતો કરવી પડે છે, તે જ ફલપ્રાપ્તિ આ માત્ર 'ચાલવાની' ક્રિયાથી સરળતાથી થઈ શકે છે. કસરતની માથાકૂટ નહીં; અખાડામાં જવાની ઉપાધિ નહીં. કારણ અન્ય પશુઓ કસરત નથી કરતાં, છતાં યાવજ્જીવન સુંદર સૌષ્ઠવપૂર્ણ સુદૃઢ દેહ સાચવી શકે છે, તો પછી એકલા મનુષ્યે શો ગુનો કર્યો કે જે બીજાં પશુઓ નથી કરતાં તે વ્યાયામ તેને કરવો પડે?

'ચાલવા'ની શરૂઆત કરવા માટે આજના જેવો સમય પણ ક્યાં મળશે? વરસની સુંદરતમ ઋતુ વર્ષા હમણાં જ ગઈ છે. ચોપાસ બન્ને હાથે સુંદરતા વેરાઈ છે. સ્વાસ્થ્યની વિધાયક ઠંડી સ્વચ્છ હવા; આંખને ઠારતો લીલોછમ પ્રદેશ; પક્ષીઓનું ઉન્મુક્ત ગાનકૂજન; બીજું શું જોઈએ! ઊઠો, ઊભા થાઓ! થોડું ચાલો, બે ચાર ગાઉ—રોજ, અઠવાડિયે. કુદરતે ઊભા રહેવા સર્જ્યા છે; તેમ ઊભા રહેતાં શીખો. ચાલતાં શીખવ્યું છે તેમ ચાલો: સિંહ, વાઘ, હરણ ચાલે છે તેમ. એ રસ્તે જ વ્યાધિ, મૃત્યુ, નિર્બળતા, વૃદ્ધાવસ્થા પર વિજય મેળવવો. દીર્ઘાયુનો આ જ એક માત્ર અમોઘ ઉપાય છે.

· હરિનારાયણ આચાર્ય ·



## — સમજૂતી —

૧. 'નાટકશાળાનો વ્યંગ્ય પણ સફળતમ બોધ': રંગભૂમિ પર ભજવાતાં નાટકો આડકતરી રીતે પણ અસરકારક રીતે જે બોધ આપે તે. 'વિદૂષકનું મૂર્ખાઈ કે બેહૂદાઈભર્યું બટકબોલું': સંસ્કૃત નાટકોમાં વિદૂષકની હાજરજવાબીથી ને નિર્દોષ બટકબોલાપણાથી હાસ્યરસની જમાવટ કરવામાં આવતી. ગુજરાતી નાટકોમાં તેના મૂર્ખાઈભર્યા, નિર્લજ્જ [ બેહૂદાઈભર્યા – બેશરમભર્યા – નફ્ફટ ] વાર્તાલાપથી લોકોને હસાવવાનો પ્રયત્ન થતો; પરંતુ નાદાન વયના શ્રોતાઓ ઉપર એની ઘણી

માઠી અસર થતી. 'ભટનું ભોપાળું' : ફ્રેન્ચ કવિ મોલિયેર કૃત નાટકના અંગ્રેજી અનુવાદનું શ્રી નવલરામે કરેલું ગુજરાતી રૂપાંતર. 'લલિતા-દુઃખદર્શક' : ગુજરાતી નાટ્યસાહિત્યના પિતા શ્રી. રણછોડભાઈ ઉદયરામનું સામાજિક નાટક.

૮. 'પ્રાકૃતિક ગતિસ્થિતિનું જ્ઞાન' : ગતિ – કુદરતી રીતે હલનચલન કરવાનું અને સ્થિતિ – સ્થિર રહેવાનું, ઊભા રહેવાનું કે બેસવાનું જ્ઞાન. 'આકુંચન ધર્મ' : સ્નાયુઓનું સ્વાભાવિક લક્ષણ, કુદરતી ધર્મ કે કાર્ય સંકોચાવાનું છે.

## — પ્રશ્નાવલિ —

૫. લેખક શેની ટીકા કરવાની હિમાયત કરે છે? ટીકા શા માટે કરવી જોઈએ? એથી શો લાભ થાય? ટીકા કરવાને પાત્ર કોણ છે? આપણે ત્યાં નર્મદાશંકરના જમાનામાં ટીકા કરવાનો ચાલ શા માટે ન હતો?

૬. નાટકશાળાને સર્વોત્તમ શિક્ષાગુરુ શા માટે ગણ્યો હશે? પ્રજાના ચારિત્ર પર ગીતકાવ્યની અસર કેવી હોય છે? ગીતકાવ્ય અને નાટકમાં લેખકને શો ફેર દેખાય છે? 'નાટકશાળા ચાહે તે રીતે પ્રજાનું ચારિત્ર ઘડી શકે છે.' — આ કથન વિસ્તારથી સમજાવો. નાટકો કેવાં હોવાં જોઈએ? એનાં મુખ્ય લક્ષણોની ચર્ચા કરો. પોતાના જમાનાની નાટકમંડળીઓ સામે લેખકની શી ફરિયાદ છે? એને સુધારવા સારુ લેખક શો ઉપાય સૂચવે છે? 'દૃશ્ય' ને 'શ્રાવ્ય' નાટકો વચ્ચે શો ભેદ છે? પોતાના જમાનાના 'દૃશ્ય' નાટકોની શી ઊણપો લેખક દર્શાવે છે? લેખકના જમાનાનાં નાટકો તેમજ નાટકશાળાને આપણા જમાનાનાં નાટકો તેમજ નાટકશાળા સાથે સરખાવો.

૭. 'ક્રોધ બે જાતનો છે : એક ક્ષમારૂપી ગુણનો ભંગ કરે તેવો અને બીજો તેમ ન કરે તેવો' — આ વાત દાખલા આપી સમજાવો.

૮. આપણે ચાલતા નથી તેનું શું પરિણામ આવે છે? યોગ્ય રીતે ચાલવું એ વ્યાયામ કરતાં વધારે કુદરતી ને અસરકારક છે એમ લેખક કેવી રીતે સમજાવે છે? ટટાર ઊભા રહેવાની શી આવશ્યકતા? માનવદેહને ટટાર રાખવા માટે કુદરતે શી ઘટના કરી છે? નૈસર્ગિક રીતે ચાલવા સારુ શું કરવું જોઈએ? નિયમિત અને નૈસર્ગિક રીતે ચાલવાથી શરીર કેવું બને?

# ટૂંકી વાર્તા

**૯. બલિદાન :** આ નાનકડી વાર્તામાં એક સુપ્રસિદ્ધ ઘટનાનું વર્ણન કરવામાં આવ્યું છે. એના લેખક શ્રી. અંબાલાલ મિસ્ત્રીએ ગૂજરાતના મહત્ત્વના ઐતિહાસિક બનાવોનું આલેખન આપણાં સામયિકોમાં અવારનવાર કર્યું છે. 'સોલંકી યુગની કીર્તિકથાઓ' નામનું એમનું પુસ્તક [ જેમાંથી આ વાર્તા લીધી છે ] તમારે માટે ખાસ વાંચવાલાયક છે. આ કથા અત્યંત સરળ છતાં રોમાંચક છે. હલકી મનાતી વર્ણમાં જન્મ લેનાર માનવી પણ સર્વોત્તમ આત્મભોગ આપી બીજી કોમોને દાખલો બેસાડે છે ને સમસ્ત પ્રજાનું કલ્યાણ કરી શકે છે એનું જ્વલંત દૃષ્ટાંત આ કથા પૂરું પાડે છે.



[ ૯ ]

## બ લિ દા ન

સિદ્ધરાજ મહારાજે પાટણનાં દુઃખ ભાંગવા બંધાવેલા સહસ્રલિંગમાં નીર ટકતું ન હતું. ભવ્ય તળાવની યોજનામાં કલાકારોએ પોતાની કલા-કસી હતી. કિનારા ફરતી સહસ્ર દેરીઓમાં બિરાજતાં સહસ્ર લિંગો—શિવનાં લિંગો—પણ સુકાઈ જતા તે તળાવમાં પાણી લાવવા સમર્થ ન હતાં. સહસ્રલિંગ પર જસમાના શાપ બેઠા હતા. પાટણનાં પુરજનો પાણીના ત્રાસે કકળતાં હતાં—એ શાપ વહોરનાર જયસિંહ મહારાજને દુઃખનું કારણભૂત માની રાજાને ઉપલંભતાં હતાં.

સહસ્રલિંગ બંધાયે બારબાર વર્ષો થયાં—વરસે વરસે મેં માંગ્યા મેહ વરસ્યા—પણ પથ્થરના આરાઓ બાંધેલા વિશાળ તળાવમાં પાણીનું એક ટીપું પણ ન ટકે. વર્ષાનું પાણી ધોધબંધ ચાલ્યું આવે, તળાવને તળીયે અડયું ન અડયું ને અદૃશ્ય થાય, જાણે નીચે પાતાળે પહોંચે તેવા નળો મૂક્યા હોય! શો ગજબ? પાણી વિના પ્રજા ટળવળે, ભવ્ય સુંદર તળાવને નીરખે ને નિશ્વાસ મૂકે! આનો ઉપાય? કંઈ ઉપાય? પાટણનો

રાજા કંઈ માર્ગ નહીં કાઢે? પ્રજા તલસી રહેશે? મહાસામ્રાજ્યની રાજધાની પ્રખ્યાત પાટણમાં પ્રજાને નાહવાધોવા પૂરતું પાણી નહીં મળે? પ્રજા રેતાળ પ્રદેશના અગ્નિમાં સેકાતી રહેશે?

પ્રજાનો કકળાટ વધતો જાય છે—નગરચર્યા વખતે રાજાના કાન ફૂટી જાય તેવાં લોકોનાં વેણ સંભળાય છે. કંઈ ઉપાય—કંઈ ઉપાય—સતીના શાપનો કંઈ ઉપાય? ચિતામાં જલતી—બળતી જસમાએ દીધેલા શાપનું કંઈ નિવારણ?

પ્રધાને ઉપાય સૂચવ્યો: 'સભા બોલાવો. પંડિતોની, વિદ્વાનોની, જોષીઓની સભાઓ બોલાવો. શાપનાં નિવારણ ન હોય તેમ બને નહીં.'

સહસ્રલિંગ જયસિંહના હૃદયમાં ખૂચતું હતું. જસમાનો શાપ તેમને યાદ હતો—શાપ દઈ ને ય જલી જનાર જસમાનો સૌંદર્યભંડાર સિદ્ધરાજ મહારાજની છાની સ્મૃતિનો મધુર વિષય હતો. એ સતીનો શાપ ફરે નહીં તેવો એમને ઊંડો વહેમ હતો છતાં તેમણે સભા બોલાવી.

પાટણના પંડિતો, જોષીઓ, કર્મકાંડી સનાતનીઓ, વિદ્વાનોમાં ખપતા અનેક જનો એકઠા થયા. પોથીઓ જોઈ, ચર્ચા કરી, પણ પ્રમાણ જડ્યું નહીં. પુરાણોમાંનાં શાપનાં નિવારણો તાજાં કરી જોયાં, પણ સંતોષકારક ઉત્તર જડ્યો નહીં.

એક વયોવૃદ્ધ જોષીએ હિંમત કરી સૂચન કર્યું: 'મહારાજ! પ્રશ્ન મૂકો, ખરા હૃદયથી પ્રશ્ન મૂકો, સહસ્રલિંગમાં પાણી લાવવાં હોય તો શુદ્ધ અંતરથી પ્રશ્ન મૂકો ને હું કુંડળી બનાવું, ગ્રહો માંડું ને જવાબ જડે તો પાટણનાં ભાગ્ય, ન જડે તો થઈ રહ્યું! જ્યોતિષની ઉપાસના સાઠ સાઠ વરસથી કરતો આવ્યો છું. મારી ઉપાસના સાચી હશે તો ફળશે, જવાબ મળશે, નહીં તો જેવું ભાગ્ય. મહારાજ, પ્રશ્ન મૂકો!'

સભા ધ્યાનથી વૃદ્ધ જોષીને સાંભળી રહી. મહાચક્ર સમી મોટી પાઘ ધારણ કરેલી, ત્રિપુંડ તાણેલી, હાથમાં તાડપત્રની પોથી લીધેલી ત્રિલોચન પંડિતની પ્રચંડ મૂર્તિને સભા જોઈ રહી. 'હા, મહારાજ! પ્રશ્ન મૂકો—એ જ છેલ્લો ઉપાય છે.' બીજા જોષીઓએ સમર્થન કર્યું.

સિદ્ધરાજ મહારાજ ક્ષણભર વિચારી બોલ્યા, 'જોષીરાજ, જસમા-સતીએ મને શાપ્યો—તેનું ફળ મારી પ્રજા ભોગવે છે. એ સતીના શાપ કુંણા બનશે કે? સહસ્ત્રલિંગનાં પાણી મારી પ્રજા પીએ એવો ઉપાય એ સતી સુઝાડશે કે?'

જોષીએ ઘટિકા-પળ-વિપળ ગણી કુંડળી મૂકી, પંચાગપત્રિકા જોઈ ગ્રહ ટપકાવ્યા; હાથના વેઢા ગણી ગણતરી કરી કંઈક આછા સ્મિત સાથે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું :

'મહારાજ! ઉપાય છે, શાપનું નિવારણ સતી સૂચવે છે. સહસ્ત્રલિંગના મધ્યમાં માનવરક્ત સિંચાય ને ધરા તૃપ્ત થાય તો જ સોંપાઈ જતાં જળ સરોવરમાં ટકે. શાપે તપેલી સહસ્રલિંગની પૃથ્વી બલિદાન માગે છે; બલિદાન દો.'

'બલિદાન! માનવરક્તનું?' મહારાજે પૂછ્યું.

'હા, મહારાજ, માનવરક્તનું — જે માનવી હૈયાના ઉમળકાથી ભોગ દેવા આગળ આવે તેનું, સ્વેચ્છાએ દીધેલું શુદ્ધ બલિદાન, સૂચન સ્પષ્ટ છે.'

જોષીએ ગ્રહો સમજાવ્યા — રાશિભાવ પરત્વે તેનું ફળ સમજાવ્યું. સભાએ તે મંજૂર રાખ્યું, ને એકે અવાજે કહ્યું, 'મહારાજ! બલિદાન દો.'

*

પાટણમાં ઢંઢેરો પિટાયો: 'સહસ્રલિંગ માનવરક્ત માગે છે. જે સ્વેચ્છાએ દેવા તૈયાર હોય તે આગળ આવે.' પ્રભાત થતાં ઢંઢેરો પાટણને ખૂણે ખૂણે પિટાઈ ગયો, સૌ કોઈને સભાનો નિર્ણય જણાઈ ગયો, સમજાઈ ગયો, ખૂબ ચર્ચાઈ ગયો ને ચર્ચાયો. સૌ — રાજગઢ અને પ્રજાજનો — આતુરતાથી જાણવાજોવા માગે છે, કે કોણ તૈયાર થાય છે; પણ પોતે તૈયાર થવાની જરૂરિયાત કોઈ વિચારતું નથી. પ્રભાતના મધ્યાહ્ન થયા, મધ્યાહ્ન નમ્યો, સંધ્યા ઢળી. આખા પાટણમાંથી શું કોઈ વીર નહી નીકળે? ઘણા મળી આવશે તેમ માનનારા ડાહ્યાઓ રાજમહેલની ડેલીએ જોઈ રહે છે. કોઈ આવતું નથી. 'અરે! ફરીથી સાદ પડાવો, શિંગડું ફૂંકાવો, કોઈ કદાચ જાણતું ન હોય.' રાત્રિ પડતાં પાટણમાં ફરીથી સાદ પાડનારનો બુલંદ અવાજ સંભળાય છે, શિંગડું ફૂંકાય છે. રાતે આખું પાટણ પાણીના દુઃખની વાતો કરે છે, બલિદાન દેવા કોણ આવે છે તે વિચારે છે, ને તે જાણવા પ્રભાતે વહેલા ઊઠે છે.

આમ ને આમ સાત–સાત દિવસનાં વહાણાં વાય છે ને દિવસ આથમે છે. સવારસાંજ વિધવિધ જાહેરાત દેવાય છે. પાટણની સમસ્ત પ્રજાનું દુઃખ ટાળવા પ્રજામાંથી એક પણ મનુષ્ય જીવ દેવા તૈયાર નહીં થાય? પાટણનું નાક જશે? બ્રહ્મપંડિતો રોજે મળી એ પ્રશ્ન શોચે છે; વીર ક્ષત્રિયો 'આ શું?' એમ કહી ધુંવાપુંવા થાય છે; વૈશ્યો ચિંતામાં પડ્યા છે ને બીજી પ્રજાને પાણી ચડાવે છે; પણ કોઈ ફરકતું નથી. સાતમી સંધ્યા નમે છે, છેલ્લું શિંગડું ખૂબ જોરથી ફુંકાય છે; સાદ પાડનારનો સાદ ફાટી જાય છે.

'મારું ગળું બેસી ગયું, તું સાદ દે.' સાદ પાડનાર વૃદ્ધે સાથે ફરતા જુવાનને કહ્યું. શિંગડું લઈ, ઢોલ લઈ, સાદ પાડવા અસ્પૃશ્યોની નાની ટોળી નીકળે છે; તેમાંનો એક જુવાન કંઈ કંઈ વિચાર કરે છે– એના મનમાં કંઈ કંઈ આલોચાય છે.

'હું જ સાદ દઈશ, દાદા! મારે દેવો જ જોઈએ. મારું દિલ એમ જ કહે છે.' જુવાને ન સમજાય તેવી દૃઢતાથી કહ્યું. સૌ કંઈક આશ્ચર્યથી તેના સામું જોઈ રહ્યા.

'મયા! કેમ તારી આંખ તેજ મારે છે?–કેમ આમ બોલે છે?'

'દાદા! સાદ પાડી તમે ગળું બેસાડી દીધું, શિંગડું ફૂંકી આણે ગળું ફુલાવી દીધું, પણ કોઈ પાટણમાંથી સળવળતું નથી. કાલે મુદત પૂરી થશે. પાટણનાં દુઃખ શું ઊભાં રહેશે? સતીનો શાપ સંતોષવા કોઈ જીવ આખા પાટણમાથી નહીં જડે? દાદા? કાલ પરભાતે રાજડેલીએ ખબર દો કે હું તૈયાર છું. મારા લોહીથી સહસ્રલિંગની ધરતી ધરપાવવા હું મારા દિલથી રાજી છું.'

સાદ પાડતાંપાડતાં ગામને સિમાડે પોતાના રહેવાસ તરફ તે આવી પહોંચ્યા હતા. વૃદ્ધે મયાની આંખ જોઈ લીધી, 'મયા! તારી માને, વહુને પૂછ્યું?'

'આજ રાતે પૂછીશ. તમે મોટા છો, માટે તમે પહેલાં રજા આપો!'

'બાપુ! એમ બને એવાં આપણાં ભાગ્ય ક્યાંથી? આપણને દેખી ગાઉ ગાઉથી માણસો અભડાઇ જાય છે. થૂંકવા કોટે કુલડીઓ બંધાવે છે, પગલાં ભૂસવા પીઠે સાવરણીઓ રાખવી પડે છે. મયા! ઢેડનું લોહી વાણિયાબ્રાહ્મણને ખપશે?'

બીજા બોલી ઊઠયા, 'ન ખપે તો કેમ કોઈ દેવા આવતું નથી?'

'એ લાભ આપણને મળે તેવી સતીની મરજી જણાય છે.' મયાએ પ્રત્યુત્તર દીધો. તેનાં ભવાં પર નિશ્ચય દૃઢ થતો હતો. એની મજબૂત દેખાવડી ઊજળી કાયા કંઈક આવેશમાં કંપતી હતી.

એ રાતે આખું પાટણ ચિંતામાં પડ્યું હતું. કાલનો દિવસ બલિદાનનો હતો–જોષીઓએ નિર્મ્યો હતો; પણ હજી કોઈ આગળ આવ્યું ન હતું. પાટણની નિર્માલ્યતા પર સૌ કોઈ ધિક્કાર વરસાવતું હતું, અને સૌ કોઈ મનમાં વિચારતું હતું કે અમુક ખાસ કારણ ન હોત તો તે જરૂર ભોગ દેત. એ રાતે પાટણ શહેરથી દૂર દૂર આવેલા ઢેડવાડામાં એક નાના ઘરની ઓસરીમાં દીવાના ઝાંખા પ્રકાશમાં મયો તેની માની રજા માગતો હતો—સારો ઢેડવાડો એકઠો મળ્યો હતો: 'મા! રજા દે.'

'બેટા! એકનો એક તું—'

'એક જ માણસની જરૂર છે, મા!'

'પણ આખા પાટણમાંથી કોઇ નહીં ને તું!'

'જસમા દેવી મને જ માગે છે—સાત સાત દિનથી મને એ બોલાવી રહ્યાં છે.'

'એમ!'

'હા, મા. મારું દિલ દુભવીશ નહીં—મારો નિશ્ચય જ છે. આશિષ દે. આખા પાટણનાં દુ:ખ ભાંગશે એનાથી વધારે આ 'હલકા' અવતારમાં મારાથી શું થઈ શકે તેમ છે?'

'વહુનો વિચાર કર્યો?'

'પહેલાં તું આશિષ દે. મારા પર એની સાચી પ્રીત હશે તો મને તે નહીં જ રોકે'

ઘરની બારસાખે લપાઈ બેઠેલી વહુ બોલી, 'સાસુજી! પ્રથમ એ તમારો દીકરો છે. મારો વાંધો જોશો નહીં. પર કાજે એમની કાયા હોમાશે પણ એ જુગ જુગ જીવતા રહેશે. હું એને સંભારી સંભારી જીવીશ ને જગતને જણાવીશ કે મયાની ઘરવાળીયે સતી હતી.

માતાના દિલના તાર કંપ્યા. પોતાની કુખે કોઈ ઊંચો જીવ જન્મેલો તેને જણાયો. મયાના બલિદાનથી પોતાની છંકોતેર પેઢી તરી જશે તેમ ભાસ્યું. વહુના જવાબે તેમની છાતી ફૂલી.

'મયા ?'

'મા. આશિષ દે. કાલ પ્રભાતે વહેલા રાજદેવડીએ હાજર થવું છે.'

'ધન્ય મારા દીકરા! ભગવાન તને દેવ બનાવે.'

આખો દેડવાડો એકઠો થયો હતો. મયાનો નિર્ણય પ્રસિદ્ધિ પામ્યો હતો. રાતે આનંદઉત્સવ કરી સવારે વાજતેગાજતે જવાનો ક્રમ ગોઠવી દીધો. મહા મંગલ પ્રસંગ હોય તેમ ભજનોની ધૂન જામી–રાસડાઓની રમઝટ જામી–જસમાનો ગરબો પરમ શ્રદ્ધાથી ગવાયો.

પ્રભાતે વહેલું સ્ત્રીપુરુષોનું એક ટોળું ગાતું ગાતું રાજદેવડી તરફ જતું હતું–જતાં જતાં ડરતું હતું. કોઈને સામે આવતા દેખીને પુરુષો મોટે સ્વરે ચેતવતા હતા: 'માબાપ! આઘા રહેજો'. વહેલા ઊઠનાર અસ્પૃશ્યોના આ સરઘસથી–તેમની આ હિંમતથી કંઈક છંછેડાઈ આશ્ચર્યથી પૂછતા, 'અલ્યા. શું માંડ્યું છે અત્યારમાં?'

રાજદેવડીએ સૌ પહોંચ્યા ને ખબર અપાઈ કે મયો લોહી દેવા તૈયાર છે. રાજગઢમાં ખબર પસરી ગયા. પાટણમાં વાત ફેલાઈ ગઈ. એક રાજપુરુષે ગઢની બારીએ આવી પૂછ્યું: 'કોણ તૈયાર છે?'

મયો આગળ આવી બોલ્યો: 'બાપા! હું તૈયાર છું; ખરા દિલથી તૈયાર છું. મારું લોહી સ્વીકારો.' વૃદ્ધો આગળ હતા; તેમણે હાથ જોડ્યા ને કરગરતા બોલ્યા: 'માબાપ! ગરીબ પર એટલી કૃપા કરો. અમારા મયાનું લોહી લો ને પાટણનાં દુઃખ ટાળો!'

વિદ્વાનોની સભા ફરીથી ભરાઈ. મયો અસ્પૃશ્ય છે, સહસ્રલિંગની ધરા તેના રક્તથી સંતોષાશે? સનાતન પંડિતોની શંકા પરથી રાજાએ જોષીને પૂછ્યું. ત્રિલોચન પંડિતે અકળ સ્મિત કર્યું, 'મહારાજ! પૃથ્વી-માતાને બધાં બાલ સરખાં છે. માતા હૃદયને જુએ છે, પવિત્રતાને જુએ છે, નહીં કે ઊંચનીચનાં બાહ્ય બંધનોને. પરદુઃખે જીવ દેવા તૈયાર થનાર મયો બ્રાહ્મણોનો બ્રાહ્મણ છે.'

બલિદાન માટે મયો સ્વીકારાયો. પાટણે રાહતનો શ્વાસ લીધો.

સહસ્રલિંગ પર માનવ મેદની જામી હતી. આખું પાટણ રક્ત–

બલિદાનની ક્રિયા જોવા ઊલટી પડ્યું હતું. ચારે તરફના આરાનાં પગથિયાં ભરાઇ ગયાં હતાં. બાળ, વૃદ્ધ, સ્ત્રી પુરુષ સૌને આ અદ્ભુત બલિદાન નીરખવાની ઈંતેજારી હતી. સહસ્રલિંગની મધ્યમાં કેટલીક જગા જુદી રોકવામાં આવી હતી. ત્રિલોચન પંડિત મયાને પાટલે બેસાડી મંત્રોચ્ચાર કરતા હતા અને જલની અંજલિઓ દેતા હતા. બીજા પંડિતો, રાજપુરુષો અને ખુદ સિદ્ધરાજ મહારાજ પણ બાજુમાં શામિયાનામાં બિરાજ્યા હતા. સૂર્ય મધ્યાહ્ને આવતો હતો. સહસ્રલિંગની આરસની દેરીઓ તડકામાં ચળકતી હતી–ફક્ત મયાની જાતિનાં સ્ત્રીપુરુષો છેટેથી વૃક્ષો પર ચડી આ ક્રિયા નીરખવાના મુશ્કેલ પ્રયત્નો કરતા હતા. બલિદાન લેવા પાટણની જનતા તૈયાર હતી, પણ તેમને માટે ઊભા રહેવાનું યે સ્થાન આપવા તૈયાર ન હતી !

વચમાં નાનો હોમ કર્યો હતો; વિધિસર બ્રાહ્મણોના શ્લોકોચ્ચાર સાથે તેમાં ઔષધિઓ હોમાતી હતી. પૃથ્વીને સંતોષવા, જળદેવતાને આમંત્રણ દેવાના મંત્રો ઉચ્ચારાતા હતા. સતીના શાપ શમે તેવાં શક્તિસ્તુતિનાં સ્તોત્રો બોલાતાં હતાં. હોમવિધિ પૂરો થયો–છેલ્લો હોમ, રક્તદાન દેવાનું મુહૂર્ત આવ્યું. મયાનું પૂજન થયું; તેના શિર પર પુષ્પો ચઢ્યાં; તે ઊભો–શિર નમાવી ઊભો; વધ કરનાર નાગી તલવાર લઈ તૈયાર થયો–જોનાર જનતા કંઈક કંપી ઊઠી.

જયસિંહ મહારાજ બોલ્યા: ' મયા ! મારા પાટણની ખાતર તું પ્રાણ આપે છે, માગ–માગી લે તે હું તારા કુટુંબને આપવા તૈયાર છું. '

મયાએ ઊંચું જોયું: ' મહારાજ ! મારું બલિદાન સ્વીકારો છો એ જ પાટણનો મોટો ઉપકાર છે; મારે કંઈ માગવાની ઇચ્છા નથી. ફક્ત મારી જ્ઞાતિનો વિચાર કરજો. ' એણે પોતાની માતા, પત્ની અને જ્ઞાતિજનોને જોવા ચારે તરફ નિષ્ફળ નજર ફેરવી; પણ તે તો ઘણે દૂર દૂર અદૃશ્ય હતાં; તેમને ત્યાં આવવા અધિકાર ન હતો. મયો સમજ્યો ને બોલ્યો : મહારાજ ! ભગવાને અમને હલકી નાતમાં જન્માવ્યાં, પણ અમે ય માણસો છીએ એટલું વિચારમાં લેજો. બીજું મારે કંઈ નથી માગવું. '

' જરૂર, મયા ! હું તે માટે પ્રબંધ કરીશ. '

અને એ વધઘડી આવી પહોંચી. વધ કરનારે તાપમાં ચકચક થતી તલવાર ઉગામી, મયાએ માથું બરાબર નમાવ્યું. મંત્રોચ્ચાર થયા. જયનાદો થયા. વાજિંત્રોના નાદ થયા, ને વીજળી પડે તેમ ચકચકતી તલવાર નમેલી ડોક પર પડી. શિર જુદું થઈ ઉછળી હોમવેદિમાં પડ્યું. ધડ પછડાઈ પૃથ્વી પર પડ્યુ ને રક્તની ધારાઓ ધગધગતી વહેવા માંડી. સહસ્ત્રરશ્મિ સવિતાનારાયણ આકાશની વચ્ચે થંભી, સહસ્રલિંગની મધ્યમાં હોમાયેલું આ અપૂર્વ બલિદાન વિસ્મયથી જોઈ રહ્યા, અને જરા વધારે બારીકાઈથી જોતાં તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો.

મયાના રક્તની ધારામાં બીજું કંઈ દેખાયું. સંતોપાયેલી ધરાએ છુપાયેલાં નીર પાછાં પ્રગટ કરી દીધાં. સહસ્રલિંગની વચમાંથી પાણી ઊભરાઈ ઉપર આવવા માંડ્યાં–ઝડપથી ઊભરાવા માંડ્યાં. જાણે ઘડીકમાં સહસ્ત્રલિંગ ભરી દેશે, એવો ભાસ સૌને થયો. ડૂબી જવાની બીકે સૌ ઊભા થઈ નાઠાં ને કિનારે જઈ જસમાની–મયાની જયગર્જનાઓ કરી આકાશ ફાડી નાખ્યું.

સિદ્ધરાજ મહારાજ પણ તાજૂબ થતા, રાજપુરુષો–પંડિતો સાથે બહાર નીકળ્યા. સત્ય કે ભ્રમ પણ સહસ્રલિંગમાં જળની હેલીઓ વર્તાતી હતી. પાટણની જનતા ઘેલી બની જતી હતી.

અને એક વૃક્ષની નીચે છેટેથી મયાની મા, પત્ની ને જ્ઞાતિજનો શું આશ્ચર્ય છે તે જોવા મથતાં હતાં. મહારાજની આજ્ઞાથી એમને નજીક જવા દેવામાં આવ્યાં. મધ્યમાં મયાનું ધડ ન હતું–શિર ન હતું–પણ જળ ઊભરાતું હતું. સિદ્ધરાજ મહારાજે પૂછ્યું, 'માગો–માગો, તમે પાટણની લાજ રાખી છે, હું તમારે માટે શું કરું?'

પાંચસાત વૃદ્ધો વિનયથી નમતાનમતા બોલ્યા, 'મહારાજ, બીજું કંઈ નહીં–આ ડોકેથી કુલડીઓ ને પીઠેથી સાવરણીઓ ઉતરાવો.'

મહારાજે તરત જ એવા હુકમ છોડ્યા. પાટણની પ્રજાએ વાંધો લીધો નહીં–લઈ શકી નહીં.

રાતે આકાશમાં મેઘ ગર્જ્યા – મૂશળધાર વરસાદ પડ્યો ને

સહસ્રલિંગના કિનારા પાણીથી ઊભરાઈ ચાલ્યા. ધરતીએ આ વખતે પાણી શોષી લીધાં નહીં.

ત્રિલોચન પંડિતને રાજાએ ઇનામ દીધાં, પ્રજાએ માન દીધાં અને મયાના લોહીથી પવિત્ર થયેલાં સહસ્રલિંગનાં જળ સૌએ હર્ષથી પીધાં ને વાપર્યાં.

એ મયાની નાની દેરી હજી યે ઊભી છે. જસમાની ઊંચી દેરી સામે જ તે આવેલી છે. સહસ્રલિંગનું તો નામનિશાને નથી પણ પર કાજે રંકનું મહાન સમર્પણ હજી યે તે દેરી પોકારે છે—જગતને બલિદાનનો મહિમા સમજાવે છે.

• અંબાલાલ મિસ્ત્રી •



## — સમજૂતી —

'સતી જસમાનો શાપ': સહસ્રલિંગ તળાવ બાંધવા માટે પાટણની આસપાસથી અનેક કારીગરો ને મજૂરો આવ્યા હતા, એમાંના ઓડ જાતના એક મજૂરની સ્વરૂપવાન પત્ની જસમા પર મહારાજ સિદ્ધરાજ જયસિંહની આંખ ઠરી. તેણે તેને રાજમહેલમાં લઈ જવાની ઇચ્છા કરી. પરંતુ આ વાતની ખબર પડતાં જસમા અને તેના સાથીઓ રાતોરાત પાટણ છોડી નીકળ્યા. સવારે રાજા પોતાના સૈનિકો સાથે તેમની પાછળ પડયો. તેમની અને ઓડ લોકો વચ્ચે યુદ્ધ થયું. જસમાનો પતિ એમાં મરાયો ને પછી જસમા પોતે સતી થઈ ને બળી મરી. આ પતિવ્રતા સતીએ મરતાંમરતાં રાજાને એવો શાપ આપ્યો કહેવાય છે: 'હે દુરાચારી રાજા! તારા સહસ્રલિંગ તળાવમાં પાણીનું એક ટીપું પણ નહીં રહે.'

## — પ્રશ્નાવલિ —

સતી જસમાના શાપની કથા ટૂંકમાં લખો. સહસ્રલિંગ તળાવ ઉપર સંક્ષિપ્ત નોંધ લખો. પ્રજાનું દુઃખ નિવારવા સિદ્ધરાજ મહારાજે શું કર્યું? માનવબલિદાનની પ્રથા તમને ગમે છે ખરી? આ બલિદાન પાટણમાંથી કોણે આપ્યું? એમાં ખાસ ધ્યાન ખેંચે એવું શું છે? મયાનું પાત્રાલેખન કરો. સિદ્ધરાજ મહારાજે મયાના બલિદાનની કદર શી રીતે કરી?



# નવલકથા

**નં**દશંકર, મહીપતરામ અને મણિલાલ; ગોવર્ધનરામ, મુનશી ને રમણલાલ—આ આપણા સાહિત્યના વિખ્યાત નવલકથાકારો; એ સિવાય પણ અનેક લેખકોએ નવલકથા લખી છે, ને બંગ અને હિંદી ભાષાનાં ઉત્તમ નવલોના અનુવાદ કર્યા છે; એમણે બધાએ મળીને આપણા સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું છે, આપણા જીવનઆદર્શમાં નવા પ્રાણ પૂર્યા છે.

નવલકથામાંથી એકાદ પ્રકરણ ઉતારી તેનો ખ્યાલ આપવાનું કામ અતિ મુશ્કેલ છે. વચગાળેથી ઉપાડેલો ભાગ આગળપાછળનો સંબંધ જાણ્યા વિના સમજવો મુશ્કેલ પડે છે. છતાં સુંદર ને પંકાયેલી નવલકથાનાં મુખ્ય પાત્રોનો પ્રાથમિક પરિચય કરાવવાના હેતુથી, તેના લેખકની શૈલીનો–ભાષા પરના પ્રભુત્વનો ખ્યાલ આપવાના ઇરાદાથી આ સંગ્રહના ત્રણ ભાગમાં જુદી જુદી નવલકથામાંથી થોડો ભાગ ઉતારવાનો પ્રયત્ન કરવામાં આવશે. એથી આપણા પ્રાચીન ગૌરવની તમને ઝાંખી થાય, વિવિધ યુગના આપણા સામાજિક ને રાજકીય પ્રશ્નોનો તમને ખ્યાલ આવે ને પરિણામે એ પુસ્તકો વાંચવા તમે પ્રેરાઓ તો એ પ્રયત્ન સાર્થક થયો લેખાશે.



**૧૦. મામાભાણેજ:** ગૂજરાતના જાણીતા સાહિત્યકાર, કુશળ ધારાશાસ્ત્રી અને તાજેતરમાં મુંબઈ પ્રાંતના ગૃહસચીવ તરીકે રાજીનામું આપી છૂટા થયેલા શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીના નામથી તો તમે સઘળા પરિચિત હશો જ. સાહિત્યકાર તરીકેની કારકિર્દીની શરૂઆત તેમણે નવલકથાકાર તરીકે કરેલી. એમની શરૂઆતની નવલકથાઓમાં 'પાટણની પ્રભુતા', 'ગૂજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' ગૂજરાતની જૂની જાહો જલાલીનો આપણને ખ્યાલ આપતી હોવાથી તેમજ ભભકદાર શૈલીમાં લખાયેલી હોવાથી અત્યંત રસમય વાચન પૂરું પાડે છે ને લોકોમાં સરસ સત્કાર પામી છે. આ પ્રકરણ 'પાટણની પ્રભુતા'માંથી ઉતાર્યું છે.

**૧૧. સુરેન્દ્ર ને મીનાક્ષી:** આધુનિક યુગના બીજા અતિ

લોકપ્રિય નવલકથાકાર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈએ બહુ થોડા સમયમાં પોતાની નવલકથાઓ એક પછી એક પ્રગટ કરી છે. આપણા યુગના સામાજિક, રાજકીય ને આધ્યાત્મિક પ્રશ્નોની સુંદર મીમાંસા એમનાં પુસ્તકોમાં નજરે પડે છે. ગોવર્ધનરામ ને મુનશીની માફક એમનાં પુસ્તકોએ પણ ગૂજરાતમાં ઘેરઘેર સ્થાન મેળવ્યું છે. 'સ્નેહયજ્ઞ' નામની એમની એક શરૂઆતની નવલકથામાંથી એનાં મુખ્ય પાત્રો સુરેન્દ્ર અને મીનાક્ષીનું પાત્રાલેખન અહીં ઉતાર્યું છે. આસપાસની નાનીમોટી બધી બાબતોનું સૂક્ષ્મ અવલોકન કરીને પોતાનાં પાત્રાલેખનમાં તે ગૂંથી લેવાની લેખકની અદ્‌ભુત કળાનો આપણને અહીં સાક્ષાત્કાર થાય છે.

[ ૧૦ ]

## મામાભાણેજ

પૂર્વકથા : સોલંકી વંશના ભીમદેવ બાણાવળી વિશે તમે ઇતિહાસમાં વાંચ્યું હશે. એને ત્રણ પુત્રો હતા : મૂળરાજ, ક્ષેમરાજ ને કર્ણદેવ. પહેલો પુત્ર ભીમદેવની હયાતીમાં મરણ પામવાથી અને બીજા પુત્રે પોતાની મરજીથી ગાદી પરનો હક જતો કર્યાથી, ભીમદેવ પછી કર્ણદેવ ગાદીએ આવ્યો. આ વેળા ગૂજરાતમાં જૈન ધર્મ ફેલાવવાનો ભારે પ્રયત્ન થઈ રહ્યો હતો. રજપૂતો આ ધર્મની વિરુદ્ધ હતા. જ્યારે ધનિક વેપારીઓ તેની તરફેણમાં હતા. રાજા પોતે નબળા મનનો હતો અને તે પોતાની રાણી મીનળદેવી, મહામંત્રી મુંજાલ, અને જૈન સલાહકારોના કહ્યા મુજબ વર્તતો હતો. રજપૂત પક્ષનો નેતા દેવપ્રસાદ, ક્ષેમરાજ સોલંકીનો પુત્ર હતો. કર્ણદેવના મરણ બાદ તે ગાદી મેળવવા પ્રયત્ન કરશે એમ મીનળદેવી તથા મુંજાલને બીક હતી. વળી તે મુંજાલની બેન હંસા સાથે એના બાપ-ભાઈની નામરજી છતાં પરણ્યો હતો. આથી કર્ણદેવનો આખો દરબાર આ શૂરવીરને પોતાનો દુશ્મન ગણતો અને તેને ખૂબ સતાવતો. એક દિવસ આ લોકોએ હંસા સાથેના તેના સુખી દિવસોનો અંત આણ્યો. જ્યારે દેવપ્રસાદ ઘરમાં નહીં હતો ત્યારે તેઓ તેને ઉપાડી ગયા. બહુબહુ તપાસ કર્યા છતાં તેને પોતાની પ્રિયતમાનો પત્તો લાગ્યો નહીં. પછી તો હંસાના મરણની વાત પણ તેણે સાંભળી. આ વાતને વર્ષો

વીતી ગયાં. તે દરમિયાન જે છ માસના બાળકને દંસા મૂકી ગઈ હતી તે બાપની કાળજીભરી બરદાસથી ઊછરીને સત્તર વર્ષનો આકર્ષક યુવાન બન્યો. એનું નામ ત્રિભુવનપાલ. જ્યારે કર્ણદેવ મરણ પથારીએ હતા ત્યારે દેવપ્રસાદ એમને મળવા ગયો. રસ્તામાં એણે પોતાની પ્રિયતમાને જોઈ હોય એવો એને ભ્રમ થયો. રાતે ફરી વાર એવું જ બન્યું. પછી તો એના કાકાએ કહ્યું કે તે જીવે છે. એટલે દેવપ્રસાદ પોતાની પત્નીને મળવા આતુર બન્યો. ત્રિભુવનપાલે બાપનું દર્દ જોઈને મામા પાસે જઈ પોતાની માતાની માગણી કરવા વિચાર કર્યો. આ પાઠમાં મામા ભાણેજના મેળાપનું વર્ણન કર્યું છે.

× × ×

મામાને મળવા જતાં ત્રિભુવન ગભરાયો. તેણે આખી જિંદગીભર તેને દુશ્મન ગણ્યો હતો. કોઈ દિવસ એક અક્ષર પણ તેની સાથે તે બોલ્યો ન હતો. અને તેની ખ્યાતિ મોટામોટા રાજપુરુષને પણ ધ્રુજાવે એવી હતી છતાં પોતાના દુ:ખી પિતાને ખાતર અને માતાને ભેટવાની આશામાં તે દૃઢ નિશ્ચય કરીને આવ્યો હતો.

જ્યારે તે મુંજાલના ગુમાસ્તા બેસતા હતા ત્યાં આવ્યો ત્યારે બધા ખળભળી ઊઠ્યા. ત્રિભુવનનું બાળપણ, મોં પરની ભવ્ય રેખાઓ ને આંખોનું તેજ જોતાં બધા વિચારમાં પડ્યા, અને કોણ છે તે પૂછવા બેઠા. સાધારણ રીતે મુંજાલ હમણાં કોઈને મળતો નહીં; પણ ત્રિભુવનને ના કહેવાની કોઈએ હિંમત કરી નહીં.

'આપનું નામ?'

'ત્રિભુવનપાલ સોલંકી'

માણસે ઊંચું જોયું, ચમક્યો, ને તેને ઓળખ્યો, 'ઊભા રહો; મહારાજ! હું જોઈ આવું. વખત છે મંત્રી કામમાં હોય.'

'હા, કહેજો કે જ્યારે ફુરસદ મળે ત્યારે. ત્યાંસુધી હું અહીંયાં છું.' ગુમાસ્તો ગયો અને તરત પાછો આવી બોલ્યો: 'પધારો.'

ત્રિભુવન છાતીના ધબકારાને શાંત રાખવા મથતો હતો. તે અંદર ગયો. અંદર ગાદી પર રૂપાળો, તીક્ષ્ણ નજરનો એક માણસ બેઠો હતો. જરા ધ્રૂજતે અવાજે તેણે પૂછ્યું: 'મામા, ઓળખો છો?

મંત્રીના શાંત મોં પર છાયા બદલાઈ; પળ બે પળ ગભરાટની, ઊછળતા સ્નેહની છાયા પડી રહી. તેણે હાથ લંબાવ્યો; તેના હાથમાં અણદીઠો કંપ હતો.

'કોણ? હંસાનો ત્રિભુવન?' જરા અશાંત લાગતા સ્વરે મંત્રીએ પૂછ્યું.

ત્રિભુવન મામાને નમસ્કાર કરી ગાદીની નીચે બેઠો.

'ઉપર બેસ, ભાઈ! જોઉં, આમ જો તો. જોઉં તારું મોં. ઊંચો આવ, ઊંચો.'

ત્રિભુવનને આશ્ચર્ય લાગ્યું કે આ સ્નેહભીનો, ભાવવાળો પુરુષ તે તેનો ક્રૂર ગણાતો મામો! થોડીવાર સુધી કોઈ બોલ્યું નહીં.

'તને ઘણે વખતે મેં જોયો.'

'પહેલી જ વખત નહીં?' ત્રિભુવને કરડાઈમાં કહ્યું.

મંત્રીનો ઊભળકાભર્યો અવાજ શાંત અને ભાવહીન બની ગયો. તેણે પૂછ્યું: 'કેમ આ! કેમ આવ્યો?'

'એક ભીખ માગવા આવ્યો છું.'

'ભીખ! મારી બેનનો છોકરો મારા જીવતાં ભીખ માગે?' જરાક હસતાં મંત્રીએ કહ્યું.

'હા, મામા! ભીખ કહો કે જે કહો તે, પણ મને એક વસ્તુ આપો.' કરગરી પડતાં ત્રિભુવન બોલ્યો.

'શી વસ્તુ?'

'મારી જનેતા!'

બીજો કોઈ માણસ ચમકત, પણ મુંજાલના મોં પર એક ક્ષણવાર આશ્ચર્યની વીજળી ચમકી અને અદૃશ્ય થઈ ગઈ.

'એ શું કહે છે?'

'હું સાચું કહું છું. સત્તર વર્ષ સુધી મારું જીવન મને રસ વગરનું લાગતું હતું. આજે મેં જાણ્યું કે તે શાથી નીરસ છે. મારાથી મારી જનેતા વિના રહેવાતું નથી; તે મને આપો.'

'બેટા! તું ગાંડો છે? તારી મા તો ક્યારની સ્વધામ—'

'મામા! તમેય છેતરશો? મારી મા જીવે છે.'

'કોણે કહ્યું?' સ્થિર નજરે ત્રિભુવન તરફ જોતાં મુંજાલે પૂછ્યું. તેના અવાજમાં બનાવટી, શાંત મીઠાશ હતી, છતાં આંખો કહી આપતી કે મંત્રીનું મગજ ઝપાટાભેર કામ કરી રહ્યું છે.

'કોણે કહ્યું? હું કહું છું. જોનારે તેને સદેહે જોઈ છે, અને કહેનારે ચોખ્ખેચોખ્ખું કહ્યું છે.'

'કોણે જોઈ? કોણે કહ્યું?'

'મામા!' ગળગળો થઈ ત્રિભુવન બોલ્યો: 'મારી સાથે આમ વર્તશો? જન્મ લઈ મેં માનો ખોળો જોયો નથી; જન્મ લઈ, હેતે ઊભરાતે નયને માડીના મોંઘા બોલ ઉપાડ્યા નથી. રડતા, કકળતા, કોહેલા બાળની તમને દયા નથી આવતી? તમારા હૈયામાં હોંસભરી બેન માટે જરા પણ જગા નથી? શા માટે તે ગઈ, તે મારે જાણવું નથી; કોણે તેને રિબાવી તે મારે સાંભળવું નથી; પણ અત્યારે તે મને જુએ તો તમને કેટલી આશિષ દે? માબાપ તમારે શરણે તેને છોડી ગયાં, આજે તે ભિખારી રંક બેનની એટલી ઇચ્છા નહીં પૂરો? છ મહિનાના કોડીલા કુંવર પાસેથી તેને લોકો લઈ ગયા; તેણે ફરી તેને જોયો નથી. આજે તેનો એ છોકરો મોટો થયો છે; માની આંખો ઠારે એવો થયો છે. બેનની તથા ભાણેજની એટલી વિનંતિ નહીં સાંભળો? બેઉને નહીં મેળવો?'

ત્રિભુવનનું મોં દયામણું હતું; તેની આંખોમાંથી આંસુ વહેતાં હતાં; સામે પાટણનો મહાઅમાત્ય સ્થિર થઈ બેઠો હતો; મૂઠી વાળેલા હાથના નખ માંસમાં જોરથી પેસી જતા હતા; તે સિવાય તેના પર લાગણીનાં કાંઈ ચિહ્ન ન હતાં.

'છોકરા! છોકરા! શા માટે આક્રંદ કરે છે? તે બધું મિથ્યા છે. હું કાંઈ પરમેશ્વર છું કે અસંભવિત વાત કરી શકું?' ભાવહીન અવાજે તેણે કહ્યું.

'ના, પણ તમે મુંજાલ છો. ગૂજરાતમાં દશે દિશામાં પ્રસરતી

ખ્યાતિના ધણી છો; તમારી શક્તિ અગાધ છે. તમે ધારો તે કરી શકો એમ છો.'

'ભાઈ! ભૂલે છે. તને હજુ કેટલીક વાતો સમજતાં ઘણી વાર છે. મારાથી જો મારી બેન સજીવન થઈ શકતી હોય તો હું આમ બેસી રહું ?'

'ત્યારે શું તમે એમ કહો છો કે તે મરી ગઈ છે ? અથવા એવા હાથમાં છે કે જ્યાં તમારી સત્તા ચાલતી નથી ? તમે આમ આંસુ ઢાળશો તો મારું શું ?'

'કાંઈ નહીં. એ ક્યાંથી મળે ? હરિ ઇચ્છા !' મુંજાલની આંખમાં પણ દુઃખની છાયા આવી.

'એમ નહીં; શું તે મરી ગઈ ? ખરેખાત ?'

'ત્યારે બીજું શું ? એનનું તો થવાનું હતું તે થયું; પણ ભાણો મારું માનશે ?' મીઠાશથી મુંજાલે પૂછ્યું.

ત્રિભુવન વિચારમાં પડ્યો. 'આની સાથે શી વાત કરવી ? બાપની' કે કર્ણદેવની ભૂલ તો નહીં હોય ?'

'ત્રિભુવન ! મારી પાસે રહેશે ?' એકદમ નિશ્ચય પર આવતો હોય તેમ મુંજાલ બોલ્યો.

'કેમ ?' ચમકીને ત્રિભુવને સામો પ્રશ્ન પૂછ્યો.

'જો મને છોકરાં નથી. ચાલતે દહાડે મને ઘડપણ આવશે. મારી જોડે રહેશે ? મારા ખાલી હૃદયની આશાઓ પૂરશે ?'

'મામા ! તે એક જ રીતે થાય. મારા બાપુ જોડે સલાહ કરો.'

મુંજાલના હોઠ પિસાયા; એની આંખો વધારે તેજદાર થઈ. તે બોલ્યો : 'તને સલાહ કરવા મોકલ્યો છે ?'

'મંડલેશ્વર સમાધાન યાચતા નથી.' મગરૂરીમાં માથું ઊંચકી ત્રિભુવને કહ્યું.

'ભાઈ ! આટલું મારું કહ્યું માને તો તારી માનું સુખ તું ભૂલી જાય, એવું સુખ આપું.' મીઠાશથી મુંજાલે કહ્યું.

'તે કેમ બને ! તે સુખને ખાતર મારા બાપુને એકલા છોડું ?'

નથી. તમારું હૃદય પણ કોણ જાણે શાથી રડે છે! તમે જાણો ને તમારું હૃદય જાણે. હું જાઉં છું, પણ અત્યારે મારી યાચના તિરસ્કારી છે, તે પરિણામે પસ્તાશો.' આટલું કહીને ત્રિભુવન નમસ્કાર કરી ચાલ્યો ગયો.

મુંજાલ ક્યાં સુધી બારણા તરફ જોઈ રહ્યો અને તેણે નિઃશ્વાસ મૂકયો. લોકો તેને મજબૂત મનનો ને માથાનો ફરેલો ધારતા; તેને હૃદય છે કે કેમ તે વિશે પણ ઘણાને શંકા હતી. છતાં મુંજાલે ખેસ વતી આંખો લૂછી અને તે ત્યાંથી ઊઠયો.

●

[ ૧૧ ]

## સુરેન્દ્ર ને મીનાક્ષી

સર સુરેન્દ્રમાં રાજાના અંશો ઠીક પ્રમાણમાં જણાતા હતા. એક હિંદીને સ્વપરાક્રમથી જે મોટામાં મોટી જગા મળે તો જગા તેણે મેળવી હતી. એટલે તે રાજા નહીં તો પ્રધાન તો હતા જ! રાજાને સાત રાણીઓ હોય તો પ્રધાન થવાની લાયકાત ધરાવનાર પુરુષને બે પણ ન હોય?

સર સુરેન્દ્રને બે રાણીઓ હતી : એક મીનાક્ષી અને બીજી......

બીજી રાણીને દેહ ન હતો, આકાર ન હતો; તો પણ તે મીનાક્ષી કરતાં ઓછી આકર્ષક ન હતી. મીનાક્ષીનો દેહ સ્થૂળ હતો, સ્પર્શલભ્ય હતો. બીજી રાણીનું માત્ર અસ્તિત્વ જ હતું; સૂક્ષ્મ દેહે નવાં નવાં રૂપ ધારણ કરી તે સુરેન્દ્રની નજરે પડતી. પરંતુ તેનો સ્પર્શ અલભ્ય હતો. જે ક્ષણે તેનો સ્પર્શ થયો લાગે તે જ ક્ષણે તે ઊડી આઘે બેસતી. અલભ્ય સુંદરીનો મોહ કદી મટતો નથી. અલભ્ય હોય માટે તેનો મોહ ન થાય એમ બનવું અશક્ય છે. મૃગજળની પાછળ કંઈક મુસાફરો રણનાં રણ દોડી વળ્યાં છે! સુરેન્દ્ર એક સ્વપ્ન-સુંદરીને વર્યો હતો.

મીનાક્ષીએ તેને જોઈ નહોતી; છતાં તેને તે ઓળખતી હતી. લગ્ન પછી થોડા જ સમયમાં મીનાક્ષીને જણાઈ આવ્યું કે તે પોતે અણમાનીતી રાણી હતી. પતિનું હૃદય તો પેલી સ્વપ્નસુંદરીને સેવી રહ્યું હતું મીનાક્ષીનું હૃદય ચિરાયું. તેનો ઘા રૂઝાયો નહીં. દર્દભર્યું જીવન ગાળવા સરજાયેલો

'અંકલેશ્વર પોતાનું સંભાળી લેશે. અહીંયાં તારા જેવાને માટે આબરુ છે, પૈસો છે, કીર્તિ છે.'

'પછી ?—'

'પછી શું? કર્ણદેવ જશે કે તારા બાપની સ્થિતિ છે તેના કરતાં બગડશે. ત્યાં તારા જેવાને નહીં પાલવે.'

'મામા! તે બગાડવી કે સુધારવી સહેલી નથી. દેહસ્થલીના ગઢ ઊંચા છે, અને ત્યાંના વીરોએ ચૂડી નથી પહેરી.'

'ત્યાં એક ચીજ નથી.'

'શી ?'

'મુંજાલમંત્રીની બુદ્ધિ.'

'મામા! બુદ્ધિ પરમેશ્વરે એકને જ નથી આપી.'

'છોકરા! ટાહ્યલાં માટે મને વખત નથી. મારું હૃદય તારે માટે તલસે છે, મારી પૂંઠ તું નહીં પૂરશે ત્યારે કોણ પૂરશે ?'

'કીર્તિની અને પૈસાની લાલચ આપી શું તમે મને લોભાવો છો? અને જો તમારું કહેવું ખરું હોય, જો મુંજાલમંત્રીની બુદ્ધિથી પાટણનો જુલમ મારા બાપ ઉપર થતો હોય, તો આવે વખતે હું તમારી પાસે આવીને બેસું? મને તમે કેવો ધારો છો? મા વિનાના બાળકને માના વહાલથી જેણે ઊછેરી મોટો કર્યો, તેનો છોકરો શું એવો કમજાત, કૃતઘ્ની થશે કે તે સિંહ જેવા બાપની સોબત છોડી અત્યારે તમારી સુંવાળી ગોદમાં આવી લપાઈ જશે? મામા, તમારું મંત્રીપણું આ ઠેકાણે નહીં કામ લાગે!'

મુંજાલે મૂંગે મોંએ સાંભળ્યા કર્યું. તેનો ચહેરો સખત થયો. 'જેવી તારી મરજી. મેં મારું બનતું કર્યું.'

'હંસાદેવીના ઘાતક પાસે તેના છોકરાને બીજી શી આશા હોય!' તિરસ્કારથી ત્રિભુવન બોલ્યો અને ઊભો થઈ ગયો.

'છોકરા! સખત શબ્દો વાપરતાં તને બહુ સારા આવડે છે.' જરા ફિક્કું હસતાં મુંજાલે કહ્યું.

'શબ્દો સખત છે, તેમ સાચા પણ છે. મામા! તમે પણ સુખી

નથી. તમારું હૃદય પણ કોણ જાણે શાથી રડે છે! તમે જાણો ને તમારું હૃદય જાણે. હું જાઉં છું, પણ અત્યારે મારી યાચના તિરસ્કારી છે, તે પરિણામે પસ્તાશો.' આટલું કહીને ત્રિભુવન નમસ્કાર કરી ચાલ્યો ગયો.

મુંજાલ ક્યાં સુધી બારણા તરફ જોઈ રહ્યો અને તેણે નિઃશ્વાસ મૂક્યો. લોકો તેને મજબૂત મનનો ને માયાનો ફરેલો ધારતા; તેને હૃદય છે કે કેમ તે વિશે પણ ઘણાને શંકા હતી. છતાં મુંજાલે ખેસ વતી આંખો લૂછી અને તે ત્યાંથી ઊઠ્યો.

•

[૧૧]

## સુરેન્દ્ર ને મીનાક્ષી

સર સુરેન્દ્રમાં રાજાના અંશો ઠીક પ્રમાણમાં જણાતા હતા. એક હિંદીને સ્વપરાક્રમથી જે મોટામાં મોટી જગા મળે તે જગા તેણે મેળવી હતી. એટલે તે રાજા નહીં તો પ્રધાન તો હતા જ! રાજાને સાત રાણીઓ હોય તો પ્રધાન થવાની લાયકાત ધરાવનાર પુરુષને બે પણ ન હોય?

સર સુરેન્દ્રને બે રાણીઓ હતી: એક મીનાક્ષી અને બીજી......

બીજી રાણીને દેહ ન હતો, આકાર ન હતો; તો પણ તે મીનાક્ષી કરતાં ઓછી આકર્ષક ન હતી. મીનાક્ષીનો દેહ સ્થૂળ હતો, સ્પર્શલભ્ય હતો. બીજી રાણીનું માત્ર અસ્તિત્વ જ હતું; સૂક્ષ્મ દેહે નવાં નવાં રૂપ ધારણ કરી તે સુરેન્દ્રની નજરે પડતી. પરંતુ તેનો સ્પર્શ અલભ્ય હતો. જે ક્ષણે તેનો સ્પર્શ થયો લાગે તે જ ક્ષણે તે ઊડી આઘે બેસતી. અલભ્ય સુંદરીનો મોહ કદી મટતો નથી. અલભ્ય હોય માટે તેનો મોહ ન થાય એમ બનવું અશક્ય છે. મૃગજળની પાછળ કંઈક મુસાફરો રણનાં રણ દોડી વળ્યાં છે! સુરેન્દ્ર એક સ્વપ્ન-સુંદરીને વર્યો હતો.

મીનાક્ષીએ તેને જોઈ નહોતી; છતાં તેને તે ઓળખતી હતી. લગ્ન પછી થોડા જ સમયમાં મીનાક્ષીને જણાઈ આવ્યું કે તે પોતે અણમાનીતી રાણી હતી. પતિનું હૃદય તો પેલી સ્વપ્નસુંદરીને સેવી રહ્યું હતું મીનાક્ષીનું હૃદય ચિરાયું. તેનો ઘા રૂઝાયો નહીં. દર્દભર્યું જીવન ગાળવા સરજાયેલો

દર્દી છેવટ દર્દથી પણ ટેવાઈ જાય છે. તે દર્દને મૂંગે મોંએ સહન કરે છે. તેના જીવનમાંથી રસ ઊડી ગયો હોય છે એટલે તે જીવતરને સહી લે છે. જે અણમાનીતું હોય એની એવી જ સ્થિતિ થાય છે. મીનાક્ષી જીવ્યા કરતી હતી. માનીતી રાણી તરફ તીવ્ર વૈરભાવ પણ ઓછો થઈ ગયો હતો. તીવ્ર વૈર કેળવવાનું હૃદયમાં બળ રહ્યું નહોતું.

એ માનીતી રાણીનું નામ કીર્તિ! અંગ્રેજીમાં તેને ઓળખાવવી હોય તો તે career કહેવાય. વેદાંતીઓ એને લોકૈષણા કહે છે. તેનામાં વીજળીની ઝબક છે; મેઘ ધનુષ્યના રંગો તેની આસપાસ છંટાયેલા રહે છે; ભ્રમર સરખા મીઠા, ઘેન ઉપજાવતા સૂર વડે તે સતત ગાયા જ કરે છે. જેને કીર્તિની લગની લાગી તે આજીવન તેના પાસમાં સપડાયેલો જ રહે છે. એના મોહમાં પડીને માનવી હજારો પાપ કર્યા કરે છે અને હજારો પુણ્ય કર્યા કરે છે. કીર્તિ મેળવવાર્થે થતાં પાપપુણ્યની કિંમત પ્રભુને ત્યાં તો જે હોય તે ખરી! અહીં તો તેનું મૂલ્ય એક જ આંકડે આંકી શકાય. કીર્તિ શા વડે સંતોષાશે? પાપથી ય ખરી અને પુણ્યથી ય ખરી!

*

બાળપણથી જ સુરેન્દ્ર મહત્ત્વાકાંક્ષી હતો. તે સર્વમાં અગ્રસ્થાન માગતો અને મેળવતો. તેના પિતા સાધારણ સમૃદ્ધિવાન હતા. ઘેર ઘોડાગાડી રાખવા જેટલી તેમની પાસે સંપત્તિ હતી. સુરેન્દ્ર તેમનો એકનો એક પુત્ર હતો એટલે તેને બહુ જ લાડથી ઉછેરવાની તેમને સગવડ હતી. બહુ લાડમાં ઊછરેલાં બાળકો ઘણુંખરું નિર્માલ્ય બનતાં જાય છે. સુરેન્દ્ર તેવો ન હતો. લાડ અને સગવડનો ઉપયોગ તે પોતાની પ્રગતિ અર્થે જ કરતો. તે કૉલેજમાં આવ્યો ત્યારે પ્રથમ પંક્તિના વિદ્યાર્થી તરીકેની તેની નામના બધે ફેલાઈ જ ગઈ હતી. કૉલેજના અભ્યાસમાં તે પારંગત રહેતો હતો એટલું જ નહીં પણ ક્રિકેટના મેદાનમાં અને ટેનિસની ટૂર્નામેંટમાં તે એક મહા માનીતા ખેલાડી તરીકે પણ પંકાયે જતો હતો. સાથે સાથે ડિબેટિંગ સોસાયટીમાં ભાષણોની છટાથી તે શ્રોતાઓને મુગ્ધ બનાવતો. તે ભણતરમાં તેમ જ રમતમાં અગ્રણી ગણાતો. અને ધીમે ધીમે તેની માન્યતા પણ એમ જ થઈ ગઈ કે તે અગ્રણી થવા માટે જ સર્જાયો છે. વિદ્યાર્થીજીવનમાં તેને સંપૂર્ણ યશ મળ્યો. તેને ખાતરી થઈ કે જીવનમાં પણ લલાટે યશ લખાયેલો જ છે.

જેને પોતાની મહત્તાનું સ્વમાન હોય છે, તેને મહત્તાની ચાવી મળી જ ગયેલી હોય છે. પ્રથમ તો એ સ્વભાન થવા માટે તેને પોતાની શક્તિના પુરાવા મળી જ ગયેલા હોય છે. એ સ્વભાન થયા પછી મહત્તા ટકાવી રાખવા માટે અથવા તે વધારે પ્રમાણમાં મેળવવા અર્થે તેનાથી પ્રયત્નો કર્યા વગર રહેવાતું જ નથી. સુરેન્દ્રથી નાની નોકરી થઈ શકે એમ નહોતું. મોટી નોકરીમાં પણ હિંદવાસીઓને સારુ ઠરેલી મર્યાદા તેની જાણ બહાર નહોતી. વકીલાતના ધંધામાં રહેલી અપાર શક્યતાએ તેને આકર્ષ્યો. ધનના ઢગલા સાથે યશ મેળવવાની સગવડ હિંદુસ્તાનમાં હોય તો તે માત્ર વકીલાતમાં જ. સુરેન્દ્રને ધન પણ જોઈતું હતું અને યશ પણ જોઈતો હતો. કોટ્યાધિપતિ મિલમાલિક કે કોઈ મહારાજા અથવા જમીનદારના વારસ થવામાં ધન મળી શકે, પણ તેમાં યશ મળવો સંભવિત નથી.

હિંદુસ્તાનની વર્તમાન પ્રગતિનો ઇતિહાસ એટલે વકીલોનો જ ઇતિહાસ. સુરેન્દ્રે વકીલાતનો ધંધો સ્વીકાર્યો અને તેમાં ભારે ફત્તેહ મેળવી. વકીલોમાં પણ તે અગ્રણી બની ગયો. સાથે સાથે જાહેર જીવનમાં પણ તેનું સ્થાન મોખરે આવી ગયું. વકીલાતના ધંધા સરખો સગવડભરેલો બીજો એક પણ ધંધો નથી. તેમાં અઢળક ધન મેળવી શકાય. ભૂખે મરવાનો તેમાં ભય હોતો જ નથી. વકીલનો ઉપરી કોઈ નહીં એટલે તાબેદારીની વિટંબણા તેને પડતી નથી. હારજીતને માટે જરા પણ શોક ન કરવો એ ગીતાજ્ઞાન જેવું વકીલો આચારમાં મૂકી શકે છે તેવું મહા તપસ્વીઓ પણ નહીં કરી શકતા હોય. હારજીતના હર્ષશોકનો ભાર પોતાના લવાજમના ભાર સાથે તેઓ મૂર્ખ અસીલોને માથે જ પધરાવી દે છે. એટલે વકીલોના લોહીનો એક છાંટો પણ સુકાતો નથી. આરામ ભોગવતો અમલદાર, ચેન ભોગવતો શેઠિયો અને હારજીતથી અલિપ્ત રહેતો વકીલ, એ ત્રણેમાંથી કોઈ દૂબળું દેખાતું નથી.

એ ધંધામાં રહેલી સ્વતંત્રતા પણ અદ્ભુત હોય છે. ખરા પક્ષ તરફથી પણ લડી શકાય છે અને ખોટા પક્ષ તરફથી પણ લડી શકાય છે. ધોળે દિવસે ભર વસ્તીમાં ખૂન કરનાર ગુનેગારને પણ તે ગુનેગાર નથી એમ પ્રથમ કહેનાર વકીલ હોય છે; ચકલીને પણ ઉરાડતાં ડરે એવા બીકણ માણસને ચોર તરીકે સાબિત કરવા મથનાર પણ વકીલ જ

હોય છે. એક વકીલ બિનજુગારીને જુગારી ઠરાવવા તજવીજ કરે છે, જ્યારે એજ વકીલ જુગારીને બિનજુગારી મનાવવા બીજા કામમાં કમર કસે છે. સામાન્ય અક્કલવાળાને તો એમ જ દેખાય છે કે વકીલ એ બેધારી તલવાર છે. જે બાજુએથી ધનનો ભાર વધી પડતો હોય તે બાજુ તરફથી જરા પણ હરકત વગર તે વાપરી શકાય છે. માત્ર ન્યાયને ખાતર જ વકીલાત થતી હોત તો ન્યાયમંદિરોનું પોણા ભાગનું કામ ઘટી જાત!

એટલે વકીલાતમાં ચોર તરફથી લડવામાં કશી નાનમ નથી અને સાધુ તરફથી ઊભા રહેવામાં ખાસ મોટાઈ નથી. એ અજબ સ્વાતંત્ર્યને લીધે વકીલ અસીલોની મરજી માફક પસંદગી કરી શકે છે. જેમ ન્યાયનું કામ વધારે ગૂંચવણભરેલું, અટપટું, વાક્જાળથી ભરપૂર બને તેમ વકીલની હોશિયારી વધારે ગણાય. ફાંસીએ ચડતા' ગુનેગારને ફાંસીએથી છોડાવી લાવે એ વકીલની ભારે પ્રતિષ્ઠા ગણાય.

સુરેન્દ્રે એના ધંધામાં પણ બહુ ઝડપથી સારી પ્રતિષ્ઠા મેળવી. બત્રીસતેત્રીસ વર્ષની ઉંમરે તો વકીલવર્ગનો એ નેતા બની ગયો. તેને ઘેર પૈસાની ટંકશાળ પડવા લાગી. તેને વકીલ તરીકે રોકવા માટે પક્ષકારોમાં હરીફાઈ થઈ રહેતી. અને જે પક્ષમાં સુરેન્દ્ર ઊભો રહેતો તે પક્ષ પોતાને વિજય મળી ચૂક્યો એમ જ માનતો. સુરેન્દ્રની દલીલો વિરુદ્ધ ઠરાવ કરવો એ ન્યાયમૂર્તિઓ માટે ભારે વિષમ પ્રસંગ થઈ પડતો. છટાભર્યું વાક્ચાતુર્ય, દમામભરી રીતભાત, શબ્દ અને ભાવાર્થની ઝીણવી નાખતી દલીલ, કાયદો ગૂંચવવાની આવડત, અને ન્યાયાધીશની આંખ ફાટી જાય એટલા લાગુ પડતા ઠરાવોની ચોકડાબંધ ગોઠવણી : આ સઘળું વકીલને યશ અપાવવા માટે પૂરતું હતું. સુરેન્દ્રને તેવો યશ મળ્યો. ન્યાયાધીશો, વકીલો અને પક્ષકારો સુરેન્દ્ર તરફ અદ્‌ભુત માન-વૃત્તિથી જોઈ રહેતા.

આવા યુવાન, બુદ્ધિશાળી અને સફળ વકીલને સમાજ બહુ ઊંચે સ્થાને બેસાડે એમાં નવાઈ નથી. સમાજમાં ગમે તે સ્થાન લેવાની વકીલને સગવડ હોય છે. સુરેન્દ્રે એ સગવડનો પણ લાભ લીધો. ધર્મ સંબંધી બોલવું હોય કે રાજકીય વિષય ઉપર બોલવું હોય, તંદુરસ્તી ઉપર બોલવાનું હોય કે કોઈને આવકાર આપવા માટે બોલવાનું હોય, તેમાં વકીલને

જરા પણ મુશ્કેલી પડતી નથી. જ્યાં માન મળવાનું હોય ત્યાં તેઓ તત્કાળ દેશની વહારે દોડી આવે છે, અને વકીલાત છોડવા સિવાયના દરેક રાજદ્વારી કાર્યક્રમને તેઓ ટેકો આપ્યે જ જાય છે.

સુરેન્દ્રની દૃષ્ટિ કેટલાક સમયથી પ્રધાનપદ ઉપર પડી હતી. સ્વાર્થ, મોટાઈ અને દેશભક્તિના ત્રિવિધ વમળમાં ચકાવો લેતા અનેક બુદ્ધિમાનો પ્રધાનપદમાં વિરામ પામી ત્રણે આદર્શો સિદ્ધ કર્યાનો સંતોષ મેળવે છે. સરકારે એ ચમકતું રમકડું સુરેન્દ્ર સામે ધર્યું, અને સુરેન્દ્ર પ્રધાન બની ગયો. સાથે સાથે તે સર પણ બની ગયો.

*

સર સુરેન્દ્રે ગર્વભર્યું–સહુના ઉપર કૃપા વરસાવતું મુખ રાખ્યું, પરંતુ પત્ની અને પતિ વચ્ચે ગર્વ સર્વદા પડદો પાડતો જ જાય છે. મીનાક્ષીને પતિ જોઈતો હતો. અલબત પોતાના પતિમાં તે શક્તિ, સામર્થ્ય, સ્વમાન એ બધું જ જોવા ઇચ્છતી. પતિની કીર્તિ વધે, તેના પ્રશંસકો વધે પથરાય અને તેનાં ગુણગાન વર્તમાનપત્રોમાં ગવાય, એ બધું જ તેને ગમતું હતું. પતિની પાસે અઢળક ધન ભેગું થાય, સુખનાં સાધનો કલામયતાથી તે ચારે પાસ ખડકી રાખે, એમાં તેને અણગમતું આવે એમ ન જ હોય.

પરંતુ પોતાની અને પતિની વચ્ચે પડદો પાડનાર કોઈપણ વસ્તુ હોય તો તે તેને સહન કરી શકતી નથી. પતિનો ધંધો પત્નીને ક્ષણભર પણ ભુલાવે તો તે પત્નીને અળખામણો થઈ પડે છે. પતિની મોટાઈ પત્ની અને પતિ વચ્ચે જરા પણ છેટું પાડી દે તો એ મોટાઈ તેને આફત સરખી લાગે છે. પતિનો યશ અને પતિની કીર્તિ તેની વેરણ બની જાય છે. પત્ની પતિને સર્વદા પૂછ્યા કરે છે: 'હું મોટી કે તમારો ધંધો મોટો? હું વધારે કે તમારી મોટાઈ વધારે? હું પહેલી કે તમારી કીર્તિ પહેલી?'

તે ભલે આ પ્રશ્નો મોઢામોઢ પૂછતી ન હોય, તેની આ પ્રશ્નાવલ આખા જીવનભર અબોલ પુછાયા જ કરે છે. અને જે ક્ષણે તેને એમ લાગ્યું કે તેના પતિએ તેના ધંધાને પોતાના કરતાં ઉચ્ચ સ્થાન આપ્યું છે, પોતાની મોટાઈને પત્ની કરતાં વધારે ગણી છે, અને પોતાની કીર્તિને પોતાનાથી ઉપરનો અધિકાર આપ્યો છે, તે ક્ષણે જ તેનું પત્નીહૃદય બળીને

ખાખ થઈ જાય છે. તેના હૃદયમાંથી જીવનરસ ઓસરી જાય છે. તે સ્ત્રી મટી જાય છે, પત્ની મટી જાય છે; માત્ર પૂતળું જ બની જાય છે!

પરણ્યા પછી બે વર્ષ ઘેલછામાં અને એક વર્ષ ઘેલછાનાં સ્મરણોમાં મીનાક્ષીને ગયાં, પરંતુ ત્રણ વર્ષને અંતે મીનાક્ષીને એમ આછું આછું લાગવા માંડ્યું કે સુરેન્દ્ર તેને પોતાનાથી આઘી ખસેડતો જાય છે. એ ભાસ સ્પષ્ટ થયો અને મીનાક્ષીને ચોક્કસ જણાયું કે સુરેન્દ્ર મીનાક્ષીને નહોતો પરણ્યો; મીનાક્ષીના નામથી ઓળખાતી એક બહુ જ સૌંદર્યવાન, બુદ્ધિમાન અને જાજ્વલ્યમાન પરીને પરણ્યો હતો. મીનાક્ષીની સાથે લગ્ન કરીને સુરેન્દ્ર એક સર્વોત્તમ યુવતી સાથે લગ્ન કર્યાનો ગર્વ લેવા માગતો હતો. વળી ગર્વ ધરીને તેને બેસી રહેવું નહોતું; તેને આખી આલમમાં ઢંઢેરો પિટાવવો હતો કે સૌંદર્ય અને બુદ્ધિભરી યુવતી જ તેની પત્ની થઈ શકે એમ છે. તેને પત્ની સાથે એક થઈ જવું નહોતું. તેને તો વિજયચિહ્નોના સંગ્રહસ્થાનમાં પત્નીને મોખરે મૂકવી હતી.

મીનાક્ષીનું સ્ત્રીહૃદય આવું ગર્વભર્યું પરાયાપણું ભાગ્યે જ સહન કરી શકે. તે પણ એક ગર્વિષ્ટ યુવતી હતી. પતિને તે સર્વાંશે પોતાનો કરવા માગતી હતી. સુરેન્દ્ર સરખો પતિ મળવાથી સુરેન્દ્રનો અને ઈશ્વરનો તે ભારે ઉપકાર માનતી થઈ જાય એવું દરિદ્ર તેનું હૃદય નહોતું. સુરેન્દ્રની મહેરબાની સ્વીકારવાની તેનામાં તૈયારી નહોતી.

પતિનો કીર્તિલોભ તેને ખૂંચ્યો; કીર્તિ તરફ વધારે ખેંચાનાર પતિનું પોતાના તરફનું વર્તન અણમાનીતી રાણી સાથેના વર્તન સરખું લાગ્યું. તેણે પોતાના હૃદયની આસપાસ કિલ્લા બાંધવા માંડ્યા. તેણે પતિના જીવનમાં રસ લેવો મૂકી દીધો. તે એકલવાઈ બની ગઈ. તે માનસિક એકદંડિયા મહેલમાં રહેવા લાગી. પતિપત્ની પરસ્પરની સમીપ હોવા છતાં બન્ને વચ્ચે કોઈ દીવાલ ખેંચાઈને આડે આવી.

જગત જાણતું નહોતું. સુરેન્દ્રને આછું આછું કાંઈ લાગવા માંડ્યું કે મીનાક્ષી તેનાથી અળગી રહે છે. સુરેન્દ્રને એથી વધારે સગવડ થઈ. પોતાના કાર્યમાં તે બહુ જ લક્ષ આપી શક્યો. પત્ની તરફની જરા પણ મુશ્કેલી તેને નડી નહીં. કીર્તિની પાછળ તે દોડ્યે જ ગયો. કીર્તિનું

મોહિનીસ્વરૂપ હસતું, લલચાવતું, આગળ નાચતું ચાલ્યું જતું હતું. મોહિનીના વસ્ત્રનો ઊડતો છેડો સુરેન્દ્રના હાથમાં આવતો, ન આવતો; અને મોહિનીને બાથમાં લેવા વધારે ને વધારે બળથી તે આગળ વધવા લાગ્યો. એ મોહિની તેને હાથ લાગી કે ન લાગી તે સુરેન્દ્ર પણ નહોતો કહી શકતો. તેણે એક દિવસ જોયું કે કીર્તિની પાછળ દોડતાં તેને પ્રધાનગીરી પ્રાપ્ત થઈ છે. તે હજી આગળ દોડવાને તૈયાર હતો.

મીનાક્ષી નાનપણમાં સાંભળેલી વાર્તા યાદ લાવતીઃ એક હતો રાજા, તેને બે રાણીઓ હતી. એક માનીતી અને બીજી અળખામણી. મીનાક્ષી પોતે જ એ અળખામણી રાણી નહોતી શું?

• રમણલાલ વસંતલાલ દેસાઈ •



## — સમજૂતી —

૧૦ : 'મંડલેશ્વર' : મંડળ એટલે બાર નાનાં રાજ્યોનો બનેલો પ્રાંત; તેનો ધણી, માલિક તે મંડલેશ્વર; ત્રિભુવનપાલનો પિતા દેવપ્રસાદ મંડલેશ્વર હતો. તેના રાજ્યનો મુખ્ય ગઢ તે દેહરથલીનો.

## — પ્રશ્નાવલિ —

૧૦. ત્રિભુવનપાલ કોણ હતા? તેઓ મુંજાલ મહેતાને મળવા શા માટે ગયા? એમણે મુંજાલ મહેતા સાથે રહેવાને શા સારુ ના પાડી? મામાભાણેજની વાતચીત પરથી ત્રિભુવનપાલના કયા સદ્‌ગુણો તમારું ધ્યાન ખેંચે છે? મુંજાલ મહેતાનાં લક્ષણો બતાવતાં ત્રિભુવનપાલનાં વાક્યો તમારી ચોપડીમાં ઉતારો. મુંજાલ મહેતા વિશે વધુ માહિતી મેળવી એમનું જીવનવૃત્તાંત ટૂંકમાં લખો.

૧૧. સર સુરેન્દ્રને બે રાણી હતી એમ લેખક શા માટે કહે છે? સુરેન્દ્ર અત્યંત મહત્ત્વાકાંક્ષી હતો એમ તમે શા પરથી કહેશો? સુરેન્દ્રની વિદ્યાર્થી તરીકેની કારકિર્દીનું બ્યાન કરો. એણે વકીલ થવાનું શા સારુ પસંદ કર્યું? મીનાક્ષીનું રેખાચિત્ર દોરો. એને સુરેન્દ્રથી કઈ વાતનો અસંતોષ હતો? સુરેન્દ્રના વર્તનની એના પર શી અસર થઈ? 'સુરેન્દ્ર અને મીનાક્ષીનું વર્તન પુરુષ અને સ્ત્રી સ્વભાવને અનુરૂપ હતું' આ કથનની યોગ્યાયોગ્યતા પર ચર્ચા કરો.



# નાટક

આપણા સાહિત્યના એક અગત્યના સ્વરૂપનો પરિચય તમને કરાવવાનો હજી બાકી છે. કાવ્યની માફક નાટક પણ સાહિત્યનું એક અત્યંત પ્રાચીન સ્વરૂપ છે. બધી પ્રાચીન ભાષાઓમાં નાટ્યસાહિત્ય સારી રીતે ખેડાયું છે. સંસ્કૃત સાહિત્ય પણ કાલિદાસ, ભવભૂતિ, વગેરેનાં નાટકો વડે સમૃદ્ધ છે. જેમજેમ જમાનો બદલાતો ગયો ને લાંબી નવલકથાનું સ્થાન નવલિકાએ લીધું તેમ સાતઅંકી કે ત્રિઅંકી નાટકોનું સ્થાન એકાંકી નાટકો ને પ્રાસંગિક નાટિકાઓએ લીધું છે. સુગમતાને ખાતર આ પુસ્તકમાં એક નાટિકા આખીને આખી ઉતારી છે જ્યારે બીજીનો એક મહત્ત્વનો પ્રવેશ ઉતાર્યો છે.

*

૧૨. **કવિનો સંકલ્પ** : 'ઉરતંત્ર અને નાટ્યકલા,' 'પ્રણયકાવ્યો', 'ચિત્રલેખા અને ત્રણ નાટકો'ના સર્જક શ્રી. રમણ વકીલ મુંબઈની 'મોડર્ન સ્કૂલ'ના સ્થાપક અને આચાર્ય છે. પિતા પાસેથી વારસામાં મેળવેલો સાહિત્યરસ તેઓ સારી રીતે ખીલવી રહ્યા છે. 'ત્રણ નાટકો'માંના એક નાટક — 'પેટનો ખાડો' — માં તેઓ આપણા સાહિત્યકારોની કંગાળ દશાનું ચિત્ર રજૂ કરે છે. શરીર ને મન કસીને ઉપજાવેલા સાહિત્યનો ફાલ તેમનો જીવનનિર્વાહ કરવાને શક્તિમાન થતો નથી. આપણે ત્યાં આવી પરિસ્થિતિ ક્યાં નવી છે? કવિ નર્મદ શું પૈસા ફાકીને પોતાના દિવસો નહોતો ગુજારતો? ને ત્યારપછી પણ માત્ર સાહિત્યસેવાદ્વારા જ જીવન-નિર્વાહનો પ્રયાસ કરનાર કેટલા સફળ થયા છે? હાલ તાજેતરમાં આપણા સામયિકોના કેટલાક સંચાલકોએ ને સાહિત્યકૃતિના સંગ્રહકર્તાઓએ લેખકને પુરસ્કાર આપવાનો જે સિદ્ધાંત સ્વીકાર્યો છે, તે જ્યારે વધારે ઉદાર ને વ્યાપક થશે ત્યારે જ લેખકોને ન્યાય મળશે અને તેઓ અસ્ખલિતપણે સાહિત્યસેવા કરવા પ્રેરાશે. આ આખા પ્રશ્નની ચર્ચા શ્રી. રમણ વકીલે આ નાટિકામાં બહુ અસરકારક રીતે કરી છે.

૧૩. **એકલવ્ય** : એકલવ્યની અચળ શ્રદ્ધા, અપૂર્વ સંકલ્પબળ અને અદ્ભુત ઉદારતાએ ઘણા સાહિત્યકારોને એની તરફ આકર્ષ્યા છે. આ પુસ્તકમાં ઉતારેલી નાટિકા અમદાવાદના 'કુમાર' માસિકમાં પ્રગટ,

થઈ હતી. તે બેચાર યુવાન સાહિત્યકારોના સંયુક્ત પરિશ્રમનું ફળ છે. એકલવ્ય નામના ભીલની બાણાવળી થવાની હોંસ, ગુરુ દ્રોણાચાર્ય પ્રત્યેનો તેનો પૂજ્યભાવ, એની પાસેથી જ — અને જ્યારે એમણે તે અનધિકારી હોવાનાં કારણે તેને શિખવવાની ના પાડી ત્યારે એમની મૂર્તિ પાસેથી — ધનુર્વિદ્યા શીખવાનો દૃઢ સંકલ્પ, અને એ શીખ્યા પછી ગુરુજીનું ઋણ ફેડવા માટે એવી રીતે સંપાદન કરેલી મહામૂલી વિદ્યાને નિરર્થક કરતી ગુરુદક્ષિણા આપીને ગુરુદેવને રાજી કરવાની અપૂર્વ ઉદારતા, ઇત્યાદિનું આ રસિક નાટિકામાં રસપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે.

卐

[ ૧૨ ]

## કવિનો સંકલ્પ

પહેલા પ્રવેશમાં કવિ અને તેમની પત્ની વચ્ચે વાર્તાલાપ થાય છે અને શાંત ને સરળ દલીલથી કવિપત્ની નેના કવિને એમ સમજાવવા શક્તિમાન થાય છે કે સાહિત્યસેવામાંથી જો કુટુંબનિર્વાહ પૂરતું દ્રવ્યોપાર્જન નહીં થતું હોય તો તે લાંબો કાળ ટકતી નથી. કવિ નર્મદની પેઠે અસ્ખલિતપણે સાહિત્યસેવા કરવાનો સિદ્ધાંત સ્વીકારી બેઠેલા આ નાટિકાના કવિરાજને પોતાના સાહિત્યફાલનું મૂલ્ય માગવાની વાત પહેલાં તો રુચતી નથી; પરંતુ એમનાં પત્નીએ એમને થોડા વ્યવહારુ જ્ઞાનની દીક્ષા આપી અને પોતાના નાના બાળકની અવદશાનું ચિત્ર રજૂ કર્યું એટલે કવિની અરુચિ દૂર થઈ ગઈ. કુનેહભરી ચર્ચાને અંતે નેના પોતાના પતિ પાસે એવો સંકલ્પ કરાવવા શક્તિમાન થાય છે કે 'હવે પછી વિના મૂલ્યે મારું લખાણ હું કોઈને ય નહીં આપું.' આ સંકલ્પની નિશ્ચલતાની કસોટીનું બ્યાન બીજા પ્રવેશમાં તમે વાંચશો.

: પ્રવેશ બીજો :

[ કવિ સવારે આરંભેલું કાવ્ય પૂર્ણ કરવા બેઠા છે. કવિપત્ની કાવ્યના પૂર્વભાગનો કાગળ હાથમાં લઈ વાંચે છે. બાળક ઘોડિયામાં સૂતું છે. કવિનો મિત્ર શ્રીપત પ્રવેશે છે. એને આવકાર આપતાં નેના ખુરસી ઉપરથી ઊઠી જાજમ ઉપર બેસે છે. કવિને પાછું વળીને જોવાની પણ ફુરસદ નથી. ]

નેના : આવો, શ્રીપતભાઈ!

શ્રીપત : કેમ કવિરાજ, શું ચાલે છે? [ શ્રીપત ખુરશી ઉપર બેસે છે. ]

કવિ : [કાર્યમાં વિક્ષેપ પડ્યો હોય તેમ] શ્રીપત! તને કાંઈ સમયાસમયનું ભાન હોય એમ લાગતું નથી. હું જ્યારે કાવ્ય લખતો હોઉં ત્યારે જ તને આવવાનું સૂઝે છે કે શું?

શ્રીપત : એ સત્ય નથી. પણ હું જ્યારે આવું છું ત્યારે જ તને કાવ્ય લખવાનું સૂઝે છે!

નેના : તમે ધીમે બોલો. એમની ભવ્ય કલ્પના ઊડી જશે!

શ્રીપત : એમ વળી વાતચીત કરવામાં કલ્પના શાની ઊડી જવાની હતી?

નેના : એ આપણા જેવા અ–કવિઓથી ન સમજાય.

શ્રીપત : ત્યારે તમે પણ કવિના સહવાસે અર્ધકવિ થયાં એટલે જ આટલું સમજો છો!

કવિ : તમે બંને થોડીવાર મૂંગાં બેસો. મારી છેલ્લી પંક્તિ કથળી જશે તો આખુંયે કાવ્ય માર્યું જશે!

નેના : આજે મારી છેલ્લી રોટલી બળી ગઈ હતી તે પ્રમાણે.

કવિ : કેવી શુષ્ક અને અરસિક સરખામણી!

[ બધા એકાદ મિનિટ શાંત બેસે છે. કવિ 'હાશ' કહી કલમ મૂકે છે અને ઊઠી બંનેની પાસે ખુરશી લઈ જઈ બેસે છે. ]

શ્રીપત : કવિ, તને કંઈ હરવાફરવાનું સૂઝે છે કે બસ આખો દિવસ લખ, લખ ને લખ!

નેના : [ કટાક્ષમાં ] જે ચોવીસે કલાક કલ્પનાના જગતમાં ફરતું હોય તેને વળી જમીન ઉપર પગ ઘસડીને ફરવાનું ગમતું હશે?

શ્રીપત : ભલા! પણ તને ફરવા ન જોઈએ. પણ આ નેનાભાભીએ શો ગુનો કર્યો કે એમને પણ તારી સાથે ઘરમાં ગોંધાઈ રહેવું પડે!

કવિ : કવિપત્ની કાંઈ એમ ને એમ થવાય છે? મને સાંજે લખવા વાંચવાનું ઠીક ફાવે છે.

નેના : તમને એ ક્યારે નથી ફાવતું? છેક જ ઘરકૂકડા થઈ ગયા છો.

કવિ : પણ હું તને ફરવા જવાની, ક્યાં ના પાડું છું?

નેના : એવા એકલા ભૂત જેવું ફરવાનું મને નથી ગમતું!

કવિ : તે હું પણ કલ્પનાના પ્રદેશમાં-એકલો ભૂત જેવો જ ફરું છું ને!

નેના : તે તમને તો એવી ટેવ પડી ગઈ છે.
શ્રીપત : તો ભાભી. તમારે પણ એવી ભૂત થવાની ટેવ પાડવી રહી! ચાલો, હવે ઊઠવું છે કે નહીં.
નેના : ના, આજે નહીં, કીકા ઊંઘી ગયો છે, તેને કાચી ઊંઘમાંથી કોણ ઉઠાડે? આજે તો અહીં જ બેસો. હું તમને એક વાત કહું.
કવિ : નહીં, તને નહીં કહેતાં આવડે. હું જ કહું છું. [ નેના પડદા પાછળ જાય છે. ] શ્રીપત, આજે તો અમારા જીવનનું મહાપર્વ છે.
શ્રીપત ; તો ઘંટાઓ વગડાવો, નોબતો ગગડાવો, દીવાઓ પ્રગટાવો, આરતીઓ ઉતરાવો—આજે છે મહાપર્વ તમારા જીવનનું.
કવિ : તને જ્યારે ને ત્યારે બસ મશ્કરી જ સૂઝે છે.
શ્રીપત : નહીં, કહે કહે, હું સાંભળું છું.
કવિ : આજે મને મનુષ્યજીવનનું એક વિશ્વવ્યાપી સત્ય સમજાયું.
શ્રીપત : એમ? શું?
કવિ : [ મોટી શોધ કરી હોય તેવા ગર્વ અને ગાંભીર્યથી ] કે માણસ પેટ લઈ જન્મે છે. એની સર્વ પ્રવૃત્તિઓનું મધ્યબિંદુ પેટ છે.
શ્રીપત . [ હસે છે ] હા હા હા હા. મૂર્ખા, એ તો જાનવર પણ જાણે છે.
કવિ : જાનવર જાણતાં હશે પણ કવિઓ નથી જાણતા. જાણે છે તો અવગણે છે.
શ્રીપત : કારણ કવિઓ એટલા અધૂરા છે, મૂર્ખા છે.
કવિ : અધૂરા તો ખરા; પણ મૂર્ખો લેખાવાનું તો હું ન સ્વીકારું. આ કોણે સમજાવ્યું તે જાણે છે?
શ્રીપત : પણ એમાં સમજાવવાનું જ શું હતું?
કવિ : એ તને એમ લાગે. પણ મને આ તત્ત્વજ્ઞાનનું મહા સત્ય શારદાની આંખે સમજાવ્યું.
શ્રીપત : ત્યારે તો તારું ભાગ્ય હવે ઊઘડી ગયું. પનિ કવિ અને પત્ની ફિલસૂફ! હવે શું બાકી રહ્યું?
કવિ : આ મશ્કરીની વાત નથી. જો, આ સત્ય સમજતાં મેં નિશ્ચય કર્યો છે કે 'વિના મૂલ્ય મારું સાહિત્ય કોઈને આપવું નહીં.'
શ્રીપત : ત્યારે તો તારે ઘેર આવી હું તારું નવું કાવ્ય વાંચું તો તેના પણ મારે પૈસા આપવા પડશે; એમજ ને?

કવિ : એ વાત જુદી છે. પણ મારી શક્તિથી આજ સુધી બીજા છાપા-વાળાઓ કમાઈ ગયા. તેમને તો હવે—હું ભૂખે મરી નહીં જ કમાવા દઉં.

શ્રીપત : પણ કવિ, તું ભૂલે છે. માણસ સર્વદા શક્તિથી નથી કમાતો. કમાવા માટે તો વ્યવહારુ આવડત જોઈએ.

કવિ : તો તે આવડત હું હવે મેળવીશ. હું મારું લોહી નિતારું ને મારા શ્રમનાં બીજા ફળ ચાખે! મારી નેના, હું અને મારો શરદ ભૂખે મરીએ અને બીજા મારી મહેનત પર તાગડધિન્ના કરે! એ તો હવે નહીં જ બનવા દઉં.

શ્રીપત : આટલુંય તને મોડું મોડું યે સૂઝ્યું તો તું સુખી થશે. [કટાક્ષથી] પણ તને હવે કોઈ સાહિત્યનો સેવક કે ભેખધારી નહીં કહે!

કવિ : સાહિત્યના વળી ભેખ કેવા? સંન્યાસી ને કવિઓને પણ પેટ હોય છે. સેવકો ને ભેખધારીઓને પણ પેટ હોય છેઃ એ જગત વીસરી જાય છે.

શ્રીપત : જગત નથી વીસરતું પણ કવિઓ જ જગત પાસે વીસરાવે છે; ને આખરે હાથનાં કર્યાં હૈયે વાગે છે. ઠીક હું જાઉં છું. મને ઘરમાં બેસી રહે નહીં પાલવે.

નેના : [અંદરથી] અરે શ્રીપતભાઈ, આ ચા મૂકી છે ને ક્યાં ચાલ્યા? હવે વાર નથી.

શ્રીપત : ચાની આપણે ક્યાં ના છે? પણ ભાભી, તમે કવિ ઉપર જાદુઈ લાકડી ફેરવી ખરી!

નેના : લાકડી ફેરવી તો ફેરવી, પણ વખત આવે વળી મારવી પણ પડે! [અંદરથી આછા હાસ્યનો અવાજ આવે છે.]

શ્રીપત : હવે એ વખત નહીં આવે. [કવિને] તમારે કવિઓને મન સ્ત્રી એટલે પ્રેરણામૂર્તિ; એના ભ્રભંગમાં તમને જગત અને જીવન ડૂલ થતાં લાગે, એની બિલોરી આંખોમાં તમને સાગરનાં અતલ પાણી દેખાય, એના કપોલના ગુલાબ તમને માદક લાગે, એના અધરોષ્ઠના પરવાળા પાછળ તમે ઘેલા થાવ,! એના મુખ ઉપરના એક તલ ઉપર તમે જીવનસર્વસ્વ સમર્પણ કરવા તૈયાર થાવ. પણ એ જ સ્ત્રી એ વ્યવહારુ જ્ઞાનનો ભંડાર છે, સંસારમાં સલાહકાર છે : એ સમજશો ત્યારે જ તમે સંતોષી થવાના. હા. નેનાભાભીના મગજમાં તારા જેવી ઉન્નત કલ્પનાઓ નહીં હોય, પણ સાંસારિક જ્ઞાન તારા કરતાં વિશેષ છે.

કવિ : એથી તો મેં એને મારું ગુરુપદ આપ્યું છે.
શ્રીપત : તેં એટલી અક્કલ વાપરી કે તને એટલી અક્કલ આવી. નહીં તો જીવનપર્યંત કવિઓને આકાશમાં ઊડવાનું જ સૂઝે છે; તું એક વાર ઊડતો હતો તેમ. અને ઊડી ઊડી પાંખ થાકે–શરીર, મન, હૃદય થાકીને લોથપોથ થઈ જાય ત્યારે જમીન ઉપર પટકાઈ કમોતે મરવું એ તમારું કવિઓનું ભાગ્ય!

[ નેના ચાના પ્યાલા સાથે પ્રવેશે છે. ત્રણે જણ હાથમાં પ્યાલું લે છે.]

કવિ : શ્રીપત, તારામાં આટલું કવિત્વ કે જ્ઞાન હશે તેનો તો મને ખ્યાલ પણ નહોતો!
નેના : [ ચા પીતાં ] તારાભાભી કેમ છે?
શ્રીપત : મઝામાં. એ પણ આજે આવવાની હતી, પણ બેબીને જરા તાવ ચઢ્યો છે. એટલે વિચાર માંડી વાળ્યો. [ ચા પીએ છે, પ્યાલો જમીન ઉપર મૂકે છે. ] ચાલો, ત્યારે હું તો જાઉં. હજી તો પાછા ફરતાં મારે દવા લેવાની છે. [ઊઠે છે.]
નેના : આવજો શ્રીપતભાઈ! [ શ્રીપત જાય છે. ]
કવિ : નેના, જરા તું કાલે શ્રીપતને ઘેર જઈ ખબર કાઢી આવજે.
નેના : તમે ન કહ્યું હોત તો પણ હું જાત જ, પણ તમારામાં હવે આ વ્યવહારુ જ્ઞાન આવવા માંડ્યું લાગે છે.
કવિ : હારતો, કેમ ન આવે? હું પણ હવે વ્યવહારુ થવા પ્રયત્ન કરીશ. એ કાંઈ તમારો સ્ત્રીઓનો જ ઈજારો નથી.

[ બારણે ટકોરા વાગે છે. નેના બારણાં આગળ જાય છે. એક વીસેક વર્ષનો યુવાન પ્રવેશ કરે છે અને કવિને હાથ જોડે છે. ]

કવિ : બેસો. [ યુવાન ખુરસી પર બેસે છે. ] ક્યાંથી આવો છો?
વિદ્યાર્થી : હું વિલ્સન કૉલેજની ગૂજરાતી સાહિત્યસભાનો મંત્રી છું, અને સભા તરફથી વ્યાખ્યાન કરવાનું આપને નિમંત્રણ આપવા આવ્યો છું.
કવિ : આપના નિમંત્રણ માટે આભારી છું. પણ મારા સિદ્ધાંતને લીધે હું નહીં આવી શકું તે માટે મને માફ કરશો.
વિદ્યાર્થી : આપનો સિદ્ધાંત આડે ન આવે તો એક વ્યાખ્યાન તમે આપો એવી અમારી ઇચ્છા છે.

કવિ : હું તમારા નિમંત્રણનો અસ્વીકાર કરું છું, એટલું જ જાણી તમે પાછા જાત તો સારું થાત, પણ મારો સિદ્ધાંત જાણવાને તમે ઇંતેજાર લાગો છો તો સાંભળો. પૈસા મળે એવી જ સાહિત્યપ્રવૃત્તિ કરવી એવો મારો સંકલ્પ છે. તમે એ શરત પાળતા હો તો મને આવવામાં વાંધો ન હોઈ શકે.

વિદ્યાર્થી : એમાં અપવાદ ન હોઈ શકે?

કવિ : અવશ્ય નહીં તમારા પ્રોફેસરો વ્યાખ્યાનો મફત નથી આપતા, તો બીજા પાસેથી વિના મૂલ્ય લેવાની તમે કેમ આશા રાખી શકો?

વિદ્યાર્થી : પણ કવિશ્રી, અમારી સભા પાસે પૈસા નથી. આ તો વિદ્યાર્થીઓએ ઊભી કરેલી સંસ્થા છે અને વિદ્યાર્થીઓ જ ચલાવે છે.

કવિ : છતાં મારો સિદ્ધાંત......

નેના : [ તેને બોલતાં અટકાવી ] સિદ્ધાંતમાં પ્રસંગવશાત–આવી સંસ્થા માટે અપવાદ કરી શકાય. તમારો સિદ્ધાંત તો તમારા શ્રમમાંથી બીજા પૈસા કમાઈ જતા હોય તેમને માટે છે. આવા વિદ્યાર્થીઓ માટે નહીં. તેમાંથી કમાવાનો તેમનો ક્યાં આશય છે?

[ વિદ્યાર્થીના મુખ ઉપર આશા ને આછા આનંદનું સ્મિત ફરકે છે.]

કવિ : તારી વાત તો ખરાખર ! [ વિદ્યાર્થીને ] મને ક્ષમા કરજો. તમારી લાગણી દુભવવાનો મારો ઇરાદો નહોતો. હું આવીશ. અવશ્ય આવીશ.

વિદ્યાર્થી : [સંકોચથી] આપનો સિદ્ધાંત આડે આવે એવી બીજી પણ એક વિનંતિ તમને કરવાની છે. રજા હોય તો કહું.

કવિ : કહેવામાં કાંઈ હરકત નથી; બોલો..

વિદ્યાર્થી : એક માસ પછી અમારો વાર્ષિક ઉત્સવ છે. અને એ પ્રસંગે આપ જો એકાદ નાટક લખી આપો તો તે ભજવવાની અમારી ઇચ્છા છે.

કવિ : એમાં પણ મારા સિદ્ધાંતનો પ્રશ્ન તો ખરો જ ને? મારા શ્રમ માટે તમે મને કાંઈ જ ન આપો 'એ કેમ બને? તમારે આનંદ મફત મેળવવો છે; મારે હવે આનંદ વેચવો છે. પહેલાં જ્ઞાનની દેશમાં પરબો મંડાતી; તમે જુવો છો ને કે હવે લોકો પાણીની પરબો પણ નથી મંડાવતા।

નેના : પણ વિદ્યાર્થીની બાબતમાં તમે અપવાદ ન કરી શકો? એ લોકો ક્યાં નાટકની ટિકિટો વેચવાના છે?

વિદ્યાર્થી : અશક્યત્ત નહીં. આ મેળાવડો તો માત્ર કૉલેજના વિદ્યાર્થીઓનો જ છે.

કવિ : નેના, એ કેમ બને ? [ વિદ્યાર્થીને ] જુવો ભાઈ, તમે નાટ્ય–પ્રયોગ માટે કપડાં, વીગ અને પડદા લાવશો. એ સૌને તમે ભાડું આપશો. પડદા ઊંચકનારને પણ તમે પૈસા આપશો. એ સર્વને તમે આપી શકો અને એ સર્વને કમાવી આપવામાં સાધનભૂત થનાર નાટ્યકારને જ કાંઈ ન આપી શકો ? આ તે કયાંનો ન્યાય ?

વિદ્યાર્થી : મહાશય, હું આપનું દૃષ્ટિબિંદુ સમજું છું પણ એમાંની મળી શકશે તે સર્વ સામગ્રી તો અમે ભીખીને ભેગી કરીશું. માત્ર પરચુરણ ખર્ચ જેટલા જ પૈસા અમે ભેગા કરી શક્યા છીએ.

નેના : આવા કામમાં અપવાદ થાય તો તે ઇષ્ટ છે. [ વિદ્યાર્થીને ] તમારે કેટલો સમય ચાલે એવું નાટક જોઈ એ ?

વિદ્યાર્થી : [ આશાભર્યા અવાજે ] એકાદ કલાક.

નેના : [ આડી નજરે કવિ તરફ જોઈ ] તો જુવો, એમનો સિદ્ધાંત સાચવવા ખાતર તમે કાલે એક ધા કોરા કાગળ, એક પેન્સિલ અને મહેનત પેટે એક પૈસો આપી જજો. એટલે બંનેનું સચવાશે.

[ નેના ગર્વથી કવિ તરફ જુવે છે. ]

કવિ : [ મશ્કરીમાં ] ને કવિઓને ક્યાં સમયની કિંમત હોય છે ? [ વિદ્યાર્થીને ] ભલે. એમ રાખો. નહીં તો સાહિત્યકારોને કાગળ પેન્સિલ પણ ઘરનાં વાપરવાં પડે છે.

વિદ્યાર્થી : આપનો ઉપકાર. ત્યારે ભાષણનો સમય અને વિષય કાલે જ જણાવશો ને ?

કવિ : હા, કાલે બપોરે ચારેક વાગ્યે આવજો. હું વિચાર કરી રાખીશ.

વિદ્યાર્થી : [ ગભરાતાં ] મહાશય, એક પ્રશ્ન આપને પૂછી શકું ?

કવિ : વિના સંકોચે. પ્રશ્નોનો જવાબ આપવાની ફી તમારી પાસેથી નથી લેવાનો.

વિદ્યાર્થી : મહાશય, તમારો આ સિદ્ધાંત ગૂજરાતમાં નભશે એમ તમને લાગે છે ?

કવિ : નભે કે ન નભે. પણ હું તો તેને વળગી રહેવાનો. છાપાવાળા મારા લેખો ને કાવ્યો પૈસા આપી છાપવાની ના પાડશે

ને? તો ભલે મારે ઘેર રહ્યાં. આજે નહીં ને ત્રીસચાલીસ વર્ષે યે એવો દહાડો આવશે ત્યારે આ મારો શરદ [ થોડિયા તરફ આંગળી કરી ] તેનાં ફળ ચાખશે.

વિદ્યાર્થી : અવિનય લાગ્યો હોય તો ક્ષમા કરશો. હું જઈશ હવે.

કવિ : આવજો, ભાઈ!

[ વિદ્યાર્થી ઊઠીને જાય છે. જતાં જતાં તેના તરફ ઉપકારભરી દષ્ટિ ફેંકે છે. ]

કવિ : નેના, તું ઠીક તોડ કાઢનાં શીખી છે!

નેના : શું કરું! મને બિચારાની દયા આવી. એ કેવો આશાભર્યો નિસ્વાર્થભાવે આવ્યો હતો!

[ બારણે ટકોરા પડે છે. નેના બારણા પાસે જાય છે. તેની પાછળ એક તંત્રીમહાશય દાખલ થાય છે. એમણે ગરમ કોટ ને પાટલૂન પહેર્યાં છે. ચશ્મા પાછળ બે સ્વાર્થી, ઝીણી, લુચ્ચી આંખો દેખાય છે. બીજાઓને આંજી નાખવાની શક્તિ પોતાના વ્યક્તિત્વમાં છે એમ તે માનતા લાગે છે. તેઓ આવીને ખુરશી પર બેસે છે. કવિ જરા સ્વસ્થ થવા યત્ન કરે છે. ]

તંત્રી : કેમ કવિરાજ, તબિયત તો મઝામાં ને?

કવિ : તંત્રીદેવોની કૃપાથી. કોઈ દહાડો નહીં ને આજે કંઈ આમ ભૂલા પડ્યા?

તંત્રી : આ ઓફિસમાંથી નીકળી જરા ચોપાટી તરફ જતો હતો ત્યાં રસ્તામાં થયું કે કવિરાજ ઘણા દિવસથી મળ્યા નથી તો જરા મળતો જાઉં.

કવિ : [ માર્મિક ] આપનો ઉપકાર થયો આમ રંક ઘેર પધાર્યા તે. બોલો, શો હુકમ છે?

તંત્રી : આ હમણાં તો દીપોત્સવી અંકની ધમાલમાં પડ્યા છીએ!

[ કવિ નેનાને આંખથી ઇશારો કરે છે. હસવું છુપાવવા નેના પુસ્તક પાછળ મોં છુપાવે છે. ]

કવિ : તે તમારાં પગલાં થયાં એટલે હું સમજી ગયો હતો. તંત્રીઓ સ્વાર્થ વગર લેખકને ઘેર પગ મૂકે એટલા નવરા નથી હોતા!

તંત્રી : [ મીઠાશથી ] એવું તે કાંઈ હોય. એ તો એક પંથ ને દો કાજ! બોલો, આપનો લેખ કાલપરમ મળી જશે ને?

કવિ : તમારે મન લેખકો એટલે લખતું મશીન; પણ આ વખતે મારે તમને નિરાશ કરવા પડશે.
તંત્રી : અરે, એમ તે કંઈ હોય?
કવિ : સાવ સાચું કહું છું.
તંત્રી : પણ એ સાચું માનું એવો હું ક્યાં કાચો છું? હું નિરાશ થવા નથી આવ્યો. અમારો દીપોત્સવી અંક હોય અને તમારો જ લેખ ન હોય એવું કદી બન્યું છે?
કવિ : નહીં બન્યું હોય તો હવેથી બનશે. [તંત્રી આશ્ચર્ય પામે છે.] લેખકો મશીન નથી પણ માણસ છે એ મારે તમને સમજાવવું છે.
તંત્રી : મેં ક્યારે કહ્યું કે લેખકો મશીન છે?
કવિ : તમે કહ્યું નથી પણ કરી બતાવ્યું છે. મશીન નહીં પણ મશીનથી. પણ ભૂંડા તમે અમને અત્યાર સુધી લેખ્યા છે.

[કવિની સૌમ્યમૂર્તિ ધીમે ધીમે ભયંકરતા ધરતી લાગે છે. તંત્રીના મોઢા પર તરતો મદ તે સાથે ઊતરતો લાગે છે.]

તમારા છાપખાનાના સંચા શેનાથી ચાલે છે?
તંત્રી : [સમજ્યા વગર] ઇલેક્ટ્રિક પાવરથી.
કવિ : લેખકના મગજના સંચાઓ ચલાવવા પણ એવા બળની જરૂર પડે છે.
તંત્રી : તમે શું કહેવા માગો છો તે હું સમજતો નથી.
કવિ : ક્યાંથી સમજાય? મારો મુદ્દો સ્પષ્ટ છે જેમ તમારા સંચાને ચલાવવા વિદ્યુતનું બળ તમારે પૂરું પાડવું પડે છે તેમ અમારા મગજના સંચાને ચાલુ રાખવા અમારે પણ પેટના ખાડા ભરવા પડે છે?
તંત્રી : [જરા સમજ્યો હોય તેમ] એટલે?
કવિ : એટલે એમ કે હું આજથી વિના મૂલ્યે મારું લખાણ નહીં આપું!
તંત્રી : વળી લખાણનું મૂલ્ય હોય? કવિરાજ, સાહિત્યનાં તો દાન હોય દાન! સાહિત્ય તો અમૂલ્ય લેખાય! એ તે કાંઈ વેચાતું હશે?
કવિ : ત્યારે તમે શું કરો છો?

[તંત્રી ચૂપ થઈ જાય છે. થોડી વારે સ્વાસ્થ્ય એકઠું કરી]

તંત્રી : તમને કીર્તિ મળે એ જ પૈસો છે ને?

ને? તો ભલે મારે ઘેર રહ્યાં. આજે નહીં ને ત્રીસચાલીસ વર્ષે યે એવો દહાડો આવશે ત્યારે આ મારો શરદ [ઘોડિયા તરફ આંગળી કરી] તેનાં ફળ ચાખશે.
વિદ્યાર્થી : અવિનય લાગ્યો હોય તો ક્ષમા કરશો. હું જઈશ હવે.
કવિ : આવજો, ભાઈ!
[વિદ્યાર્થી ઊઠીને જાય છે. જતાં જતાં તેના તરફ ઉપકારભરી દૃષ્ટિ ફેંકે છે.]
કવિ : નેના, તું ઠીક તોડ કાઢતાં શીખી છે!
નેના : શું કરું! મને બિચારાની દયા આવી. એ કેવો આશાભર્યો નિસ્વાર્થભાવે આવ્યો હતો!
[બારણે ટકોરા પડે છે. નેના બારણા પાસે જાય છે. તેની પાછળ એક તંત્રીમહાશય દાખલ થાય છે. એમણે ગરમ કોટ ને પાટલૂન પહેર્યાં છે. ચશ્મા પાછળ બે સ્વાર્થી, ઝીણી, લુચ્ચી આંખો દેખાય છે. બીજાઓને આંજી નાખવાની શક્તિ પોતાના વ્યક્તિત્વમાં છે એમ તે માનતા લાગે છે. તેઓ આવીને ખુરશી પર બેસે છે. કવિ જરા સ્વસ્થ થવા યત્ન કરે છે.]
તંત્રી : કેમ કવિરાજ, તબિયત તો મઝામાં ને?
કવિ : તંત્રીદેવોની કૃપાથી. કોઈ દાડો નહીં ને આજે કંઈ આમ ભૂલા પડ્યા?
તંત્રી : આ ઑફિસમાંથી નીકળી જરા ચોપાટી તરફ જતો હતો ત્યાં રસ્તામાં થયું કે કવિરાજ ઘણા દિવસથી મળ્યા નથી તો જરા મળતો જાઉં.
કવિ : [માર્મિક] આપનો ઉપકાર થયો અમ રંક ઘેર પધાર્યા તે. બોલો, શો હુકમ છે?
તંત્રી : આ હમણાં તો દીપોત્સવી અંકની ધમાલમાં પડ્યા છીએ!
[કવિ નેનાને આંખથી ઇશારો કરે છે. હસવું છુપાવવા નેના પુસ્તક પાછળ મોં છુપાવે છે.]
કવિ : તે તમારાં પગલાં થયાં એટલે હું સમજી ગયો હતો. તંત્રીઓ સ્વાર્થ વગર લેખકને ઘેર પગ મૂકે એટલા નવરા નથી હોતા!
તંત્રી : [મીઠાશથી] એવું તે કાંઈ હોય. એ તો એક પંથ ને દો કાજ! બોલો, આપનો લેખ કાલપરમ મળી જશે ને?

કવિ : તમારે મન લેખકો એટલે લખતું મશીન; પણ આ વખતે મારે તમને નિરાશ કરવા પડશે.

તંત્રી : અરે, એમ તે કંઈ હોય?

કવિ : સાવ સાચું કહું છું.

તંત્રી : પણ એ સાચું માનું એવો હું ક્યાં કાચો છું? હું નિરાશ થવા નથી આવ્યો. અમારો દીપોત્સવી અંક હોય અને તમારો જ લેખ ન હોય એવું કદી બન્યું છે?

કવિ : નહીં બન્યું હોય તો હવેથી બનશે. [ તંત્રી આશ્ચર્ય પામે છે. ] લેખકો મશીન નથી પણ માણસ છે એ મારે તમને સમજાવવું છે:

તંત્રી : મેં ક્યારે કહ્યું કે લેખકો મશીન છે?

કવિ : તમે કહ્યું નથી પણ કરી બતાવ્યું છે. મશીન નહીં પણ મશીનથી પણ ભૂંડા તમે અમને અત્યાર સુધી લેખ્યા છે.

[ કવિની સૌમ્યમૂર્તિ ધીમે ધીમે ભયંકરતા ધરતી લાગે છે. તંત્રીના મોઢા પર તરતો મદ તે સાથે ઊતરતો લાગે છે. ]

તમારા છાપખાનાના સંચા શેનાથી ચાલે છે?

તંત્રી : [ સમજ્યા વગર ] ઇલેક્ટ્રિક પાવરથી.

કવિ : લેખકના મગજના સંચાઓ ચલાવવા પણ એવા બળની જરૂર પડે છે.

તંત્રી : તમે શું કહેવા માંગો છો તે હું સમજતો નથી.

કવિ : ક્યાંથી સમજાય? મારો મુદ્દો સ્પષ્ટ છે જેમ તમારા સંચાને ચલાવવા વિદ્યુતનું બળ તમારે પૂરું પાડવું પડે છે તેમ અમારા મગજના સંચાને ચાલુ રાખવા અમારે પણ પેટના ખાડા ભરવા પડે છે?

તંત્રી : [ જરા સમજ્યો હોય તેમ ] એટલે?

કવિ : એટલે એમ કે હું આજથી વિના મૂલ્યે મારું લખાણ નહીં આપું।

તંત્રી : વળી લખાણનું મૂલ્ય હોય? કવિરાજ, સાહિત્યનાં તો દાન હોય દાન! સાહિત્ય તો અમૂલ્ય લેખાય! એ તે કાંઈ વેચાતું હશે?

કવિ : ત્યારે તમે શું કરો છો?

[ તંત્રી ચૂપ થઈ જાય છે. થોડી વારે સ્વાસ્થ્ય, એકઠું કરી ]

તંત્રી : તમને કીર્તિ મળે એ જ પૈસો છે ને?

કવિ : [ગુસ્સામાં] ચૂલામાં ગઈ એવી કીર્તિ. મારે એવી કીર્તિ નથી જોઈતી. પેટ બાળી આજ સુધી એ કીર્તિ મેળવી. હવે કીર્તિની ભૂખ મને નથી રહી. ભૂખ રહી છે માત્ર પેટની – મારા ને મારાં સ્રીબાળકનાં.
તંત્રી : પણ કવિરાજ, આપણા છાપાની સ્થિતિથી તમે ક્યાં અજાણ છો? પૈસા આપી શકાય એવી અત્યારે અમારી સ્થિતિ નથી. આજ કેટલાંયે વર્ષોથી માત્ર શુદ્ધ સેવાભાવે હું મારાં બે સામયિક ચલાવ્યા કરું છું.
કવિ : શુદ્ધ સ્વાર્થ અને ઢોંગને સેવાનું નામ આપતાં જરા શરમાવ! એ સેવાદેવાની લાંબી લાંબી વાતો મૂકી દો. ખોટ આવતી હોય તો છાપખાનું બંધ કરી દેશભેગા થાવ. એક સામયિક બંધ થશે તો વાગીશ્વરી વિધવા નથી થવાની!
તંત્રી : તમારા વિચારો જોઈ આજે વિસ્મય પામું છું! પણ તમારા મગજમાં આ જડ વિચાર ભર્યા કોણે?

[નેના ફરીથી હસવું છુપાવવા પુસ્તકનું ઓઠું લે છે]

પૈસા માટે લખનાર લેખકનું અધઃપતન થાય છે એ તમે ક્યાં નથી જાણતા?
કવિ : [અવિનીત સ્વરે] મારે તમારી સલાહની જરૂર નથી. ભલે મારું અધઃપતન થતું; પણ [વધારે ઊંચા સ્વરે] મારા લોહીથી લખાયેલા અક્ષરોમાંથી પૈસા મેળવી, તમને તો તમારા પેટના અતલ ખાડા નહીં જ ભરવા દઉં. તમે સાહિત્ય એકઠું કરી; છાપી વેચવાનો વેપાર માંડ્યો છે, હું સાહિત્ય લખી કેમ ન વેચું? અને તમે દાનેશ્વરી કર્ણ, એટલે તમને આ વિચાર જડ જ લાગે ને! પણ ભાઈસાહેબ, જેવું પેટ તમારે છે તેવું મારે પણ છે. અમારે ત્યાં ધાન્યના વરસાદ નથી પડતા; ને મનના ભંડાર હતા તે પણ તમે લૂંટી લીધા.
તંત્રી : તમે મારે માથે આક્ષેપ મૂકો છો.
કવિ : આક્ષેપ નથી કરતો, સત્ય કહું છું. તમે કઈ મૂડી લઈ મુંબઈ આવ્યા હતા? લેખકોનાં લોહી વેચી આજે છાપખાનાના માલિક અને એ છાપાનાં તંત્રી થઈને બેઠા છો...લેખકોનાં લોહી ચૂસી તમારે આંગણે ટંકશાળ પાડો છો. પણ લેખકોના પેટના ખાડા જોવાનો તમને વિચાર સરખોયે આવે છે?...

[વાતાવરણ તદ્દન શાંત થઈ જાય છે. તંત્રીનો શ્વાસ પણ લગભગ બંધ થઈ ગયો છે. કવિનો અવાજ વધારે ઊંચો થતો જાય છે.]

તમે તમારાં અણઘડ બીબાં ગોઠવનારને, સંચા ચલાવનારને પગાર આપો, કાગળ અને શાહી વેચાતાં લાવો, વેચાણવાળાઓને વળતર આપો, પણ જેના શ્રમ ઉપર તમે જીવો છો ને મોજ ઉડાવો છો તે લેખકોને પૈસા આપવાની તમારી શક્તિ નથી!

તંત્રી : તમને આપવામાં મને વાંધો ન હોય. પણ એકને આપીએ એટલે બધા જ માગે.

કવિ : તે હું ક્યાં કહું છું કે મને એકલાને આપો. બધા જ લેખકોને આપો...

તંત્રી : એ તો કેમ અપાય?

કવિ : તો મેં કહ્યુંને કે પત્ર બંધ કરો...[ ઊંચે અવાજે ] મારી નવલકથા છપાયા પછી તમારા પત્રનું વેચાણ બમણું થયું એમ તમે જ મને કહેતા હતા. મારા લેખો ને કાવ્યો છાપવા તમારી પાસે સતત વાચકવર્ગની માગણી આવતી. તે છાપવા માટે તમારા પર થોકડાબંધ અભિનંદનના પત્રો આવતા : પણ કવિ મરે છે કે જીવે છે તેની તમે કદી પરવા કરી છે? આ તો દિવાળીનો હંગામ આવ્યો ત્યારે બિચારા કવિની તબિયત તમને યાદ આવી! [ ગુસ્સાથી ] જાવ, જે દિવસે લેખકોને પૈસા આપવાની શક્તિ આવે ત્યારે મારો લેખ લેવા આવજો!

તંત્રી : [ મદથી ] પૈસા વગર લખી આપનારનો—ને તે છાપવા કાલાવાલા કરનારનો હજી ગુજરાતમાં તોટો નથી!

[ તંત્રી ઊભા થાય છે, કવિ પણ ઊઠે છે અને ટેબલ પરથી તેની હેટ લઈ તેના હાથમાં આપે છે. ]

કવિ ; તો મેં તમને અહીં નોતર્યા નહોતા!

[ કવિ તેના વાંસા પર હાથ મૂકી તેને બારણા તરફ જવા ઈશારો કરે છે. તંત્રી મહાશય ગુસ્સામાં હેટ માથે મૂકી જાય છે. ]

કવિ : [ હસે છે. ] હા. હા...હાહ. હવે મને શાંતિ થઈ!

નેના : તમે પણ ખરા! બિચારાને ધૂળથી પણ હલકા કરી નાખ્યો!

કવિ : તો જખ મારવા મારે ઘેર આવ્યો'તો!

નેના : પણ આપણે ઘેર આવે તેને એમ ન કરીએ.

કવિ : [ હજી ગુસ્સો પૂરો ન શીતર્યો હોય તેમ ] હું જગતને કિનારે આવ્યો, નોતર્યો કે વણનોતર્યો; જગતને માટે મેં મારું હૃદયરુધિર નીચોવ્યું.

પણ મારા પેટના ખાડા પૂરવાની તો શું પણ તે જોવાની ય જગતને ફુરસદ નથી. તો આવા નપાટ સ્વાર્થીઓ મને જ લૂંટી મારા તરફથી વિનયની આશા ન રાખી શકે.

[બાળક ઘોડિયામાં સળવળી રડવાનું શરૂ કરે છે. નેના ઘૂઘરો લઈ ઘોડિયા પાસે જાય છે. કવિ પણ બાળક પાસે જાય છે અને નેનાના હાથમાંથી ઘૂઘરો લઈ લે છે.]

કવિ : એ એમ શાંત નહીં થાય. ક્યારનો સૂતો છે તે એને ભૂખ લાગી હશે!

નેના : [ આંખો નચાવી ] ઓ...હો! આ તો એક દિવસમાં તમે મને શીખવવા જેટલું ભણી ગયા!

કવિ : આખરે તો હું કવિને?

[ નેના રડતા બાળકને બહાર કાઢે છે અને સ્તનપાન કરાવવા બેસે છે. કવિ, બાળક અને બાળકની માતા તરફ વહાલભરી દૃષ્ટિથી જોઈ રહે છે.]

[ પડદો પડે છે. ]

• રમણ વકીલ •



[ ૧૯ ]

## એ ક લ વ્ય

### : પ્રવેશ પહેલો :

[ હસ્તિનાપુરની વ્યાયામશાળામાં સાંજ ]

[ નગરના પડછાયા પૂર્વ દિશા તરફ લંબાય છે. દેવાલયોમાં ઘંટારવ અને શંખનાદ ઊઠે છે. ગાયોનાં ધણ શેરીઓમાં થઈને વીખરાવા માંડે છે, અને ગાયોનાં ટોળાં વચ્ચેથી નીકળી એક કાળો આકાર વ્યાયામશાળાની વાડ કૂદી જાય છે, અને સંતાતો આગળ વધે છે.]

એકલવ્ય : [ મનમાં ] મોટી મુસ્કેલીએ શહેરમાં દાખલ થયો અને ગાયોનાં ટોળાંમાં છુપાઈને અહીં સુધી તો આવી પહોંચ્યો. ભગવાન દ્રોણાચાર્ય કોઈક

ઓરડામાં વિરાજતા હશે. ચાલ, જઈને જોઉં. નમ્રતાપૂર્વક નમન કરીને હું પ્રાર્થના કરીશ કે મને ધનુર્વિદ્યા શીખવો...પણ એ તો રાજગુરુ!

[ એવે કસરત અને રમતો પૂરી થવાથી સઘળા રાજકુમારો ટોળાબંધ છૂટે છે, આમ તેમ ફરે છે ને વાતો કરે છે. તેમને જોઈ, એ એક ઠેકાણે ભરાઈ બેસે છે અને સઘળું સાંભળે છે. ]

દુર્યોધન : અલ્યા અર્જુન, તું તો ગુરુજીનું પૂછડું; પાછળને પાછળ જ ઘસડાય છે!

અર્જુન : ભાઈ, મારી મશ્કરી ભલે કરો; પણ ગુરુજીનું નામ ન દેશો. હું એ નહીં સાંખું.

દુઃશાસન : [ કાનમાં ] યુયુત્સુ, જો તો ખરો, વધારિયું મરચું બળવા માંડ્યું!

ભીમ : ભાઈઓ, સૌ સાંભળો, આપણને તો આ ફોફાં જેવા તીરમાં કાંઈ રસ નથી પડતો; દશ મણની ગદા ફેરવવી ગમે. એવાં તો હજાર ભલકાં હું હાથમાં ઝાલી ફેંકું તે જાય ગગનમાં ગાજતાં.

અર્જુન : પણ એથી કાંઈ નિશાન પડે?

દુર્યોધન : એ તો ભીમ ભોલ, બહુ બોલ, લાડુ તોલ!

ભીમ : બોલતાં સંભાળજો ભાઈ, નહીંતર ગદા ભારે પડી જશે.

યુધિષ્ઠિર : આપણે સૌ આનંદે વાતો કરીએ છીએ ત્યાં મશ્કરી અને મજાક જવા દો. હું ચોખ્ખું કહું છું કે ધનુર્વિદ્યામાં મારું જરા ય ધ્યાન નથી.

ભીમ : અને આ દુર્યોધને આજ બાણ સાધ્યું, તે ધનુષ ને બાણ બને ઊંધાં! પણછ છોડી હોત તો તો પરભાર્યું છાતી જ વીંધત. એ તો સારું થયો કે અર્જુને ચેતાવ્યો!

દુર્યોધન : કેમ જાણે મને પઢાવીને પોપટ કરી દેવો છે તે ગુરુજી મારો તો પીછો જ નથી છોડતા.

યુયુત્સુ : પણ ગુરુજી ભલેને કીધા કરે, બંદા તો જાણે સાંભળતા જ નથી.

અર્જુન : એ કાંઈ શિષ્યનાં લક્ષણ નથી. આમાં ક્યાં ગુરુજીને ખોવાનું છે? તમે નહીં શીખો તો તમને નહીં આવડે!

ભીમ : અને આ દુઃશાસને બાણ છોડ્યું તે બિચારું નિશાન તરફ જતાં જતાં અરધે પંથે જ થાકી ગયું ને ભોંયભેગું થયું. કેવો જોરદાર જુવાન!

દુઃશાસન : એ તો જાણ્યો તને, જાડો બમ કોઠી જેવો છે તે! દુર્યોધનભાઈ, ચાલો આપણે રાજમહેલે, ભોજનસમય થવા આવ્યો.

[ સૌ રાજકુમારો વિખરાય છે, શાળા સૂની પડે છે, અને એકલવ્ય લપાઈ ને ધીમેશથી પગલાં માંડે છે. જરાક આગળ જતાં પદ્માસન વાળીને ધ્યાનસ્થ બેઠેલા દ્રોણાચાર્યને જુએ છે. ]

એકલવ્ય : [ સામે જઈને ] ભગવન્, હું એકલવ્ય આપને પ્રણામ કરું છું.
[ એમ કહીને ચરણસ્પર્શ કરી પગે પડે છે. ]

દ્રોણાચાર્ય : [ આંખો ઉઘાડીને ] તું કોણ છે ? અને આ રાજકુમારોની વ્યાયામશાળામાં શા કાજે આવ્યો છે ?

એકલવ્ય : હું હિરણ્યધનુષ નામના ભીલ રાજાનો પુત્ર છું, અને આપને મળવા આટલી હિંમત ભીડી અહીં આવ્યો છું.

દ્રોણાચાર્ય : પણ...તારે મારું એવું શું કામ છે ?

એકલવ્ય : મહારાજ ! હું ધનુર્વિદ્યા શીખવા માગું છું. કોઈ ગુરુની શોધમાં હતો. એવે આપનું નામ સાંભળ્યું. ઘણા રાજપુત્રો આપની આગળ અસ્ત્રવિદ્યા શીખે છે. હું પણ એ જ આશાએ આવ્યો છું.

દ્રોણાચાર્ય : તું વળી અસ્ત્રવિદ્યાને શું કરવાનો છે ? ક્ષત્રિયો પેઠે દિગ્વિજય તો નથી આદરવો ? બહુ તો બેચાર પક્ષી વધુ મારીશ.

[ આ શબ્દો સાંભળી એકલવ્યને અંગે ધ્રૂજ છૂટે છે. એનો ઉત્સાહ ઓસરે છે, અને ચહેરો ફિક્કો પડે છે. માથું નીચું નમાવી એ ઊભો રહે છે. ]

એકલવ્ય : ના દેવ. હું સમજું છું કે અસ્ત્રવિદ્યા રક્ષણ માટે છે—ભક્ષણ માટે નહીં.

દ્રોણાચાર્ય : તું ભીલ છે એટલે તારા પૂરતું બાણ મારવાનું કામ તો જાણતો હશે !

એકલવ્ય : જી હા, પણ મારી ઇચ્છા તો એ વિદ્યામાં પારંગત થવાની—બાણાવળી બનવાની છે.

દ્રોણાચાર્ય : [ મનમાં ] આ ભીલપુત્ર ભારે બાહોશ જણાય છે. અભ્યાસની એની ઉત્કંઠા એટલી તીવ્ર ને શ્રદ્ધા એટલી પ્રબળ છે કે મારા આ સૌ શિષ્યો—રાજકુમારોને—ને વટાવી જશે, અને એમ થાય તો તો મારી બાંધેલી બધી આશાઓ ઓસરી જાય. મારા પ્રાણસમા અશ્વત્થામાને મારે હસ્તિનાપુરના રાજ્યદ્વારમાં માનીતો કરવો છે; ને આ રાજકુમારોનો કોઈ હરીફ ન જાગે એ પણ જોવાનું છે. એટલે આને

તો ખેરવવો જ જોઈએ. [એકલવ્યને] પણ હું શૂદ્રને ધનુર્વેદ નથી શીખવતો. ધર્મમાં પણ તમ લોકોનો અધિકાર માત્ર સેવાનો છે.

એકલવ્ય : ગુરુજી ! ધનુર્વિદ્યા શીખીને પણ હું સેવા જ કરવાનો છું. આપને હું સાચું કહું છું કે શૂદ્ર હોવા છતાં ગુણકર્મે હું ક્ષત્રિય બનવા ધારું છું.

દ્રોણાચાર્ય : તે હશે; પણ તું શૂદ્ર તો છે જ.

[ એકલવ્યની આંખે અંધારાં આવે છે. ]

એકલવ્ય : શું હું શૂદ્ર હોવાને કારણે જ આપ મને શિષ્ય નહીં માનો ? ઠીક, ગુરુજી. આપ ભલે ન સ્વીકારો પણ હું તો આપને મારા એક માત્ર પરમ ગુરુદેવ તરીકે માનું છું. [ આંસુભરી આંખે દંડવત્ પ્રણામ કરે છે. ] મહારાજ. ત્યારે હું જવાની રજા માગું છું. [ નમન કરી એકલવ્ય ચાલી નીકળે છે.

## : પ્રવેશ બીજો :

[ હસ્તિનાપુરની પાડોશના જંગલમાં ફૂટતું પરોઢ ]

[ રાની પશુઓ અહીં તહીં દોડે છે. પક્ષીઓનો કલ્લોલ મચે છે, પર્વતની કરાડો પરથી સુસવાટ કરતા ધોધ ખીણોમાં ઝપાટાબંધ પડે છે; વૃક્ષોનાં ઝૂકેલાં ઝુંડ ઉપર ઉષાની રતાશ ઊડે છે. એવે પાસેની પગથીમાંથી કેડે કાળા મૃગનું ચર્મ પહેરેલ, હાથમાં તીરકામઠું લીધેલ, માથે ચીંદરડે બાંધેલ વાળવાળો, મેલા શરીરવાળો એકલવ્ય આવતો દેખાય છે. ]

એકલવ્ય : [મનમાં] સ્વજનો જેવા ભૂતકાળના દિવસો આજ એકાએક યાદ આવે છે. મુસાફરીએ નીકળ્યો ત્યારે માતાએ માથા પર હાથ મૂકી ક્યાંય સુધી મારું મોં જોયા કર્યું ને છેવટે કહ્યું : 'બેટા, મને સંભારતો રહીશ ને ? પણ ભાઈ, તું સંભારે કે ન સંભારે હું તો હંમેશ ભીંત પર કંકુનો એક સાથિયો માંડીશ ને તારી યાદ તાજી રાખીશ.' કેટલી શ્રદ્ધા ! એ સંભારું છું ત્યારે મારું મન રસ રસ થઈ વહેવા લાગે છે; અને એક વખત શોકાતુર થઈને બેઠો હતો ને તરત જ કોણ દેખાયું ? મારી માતાનું વહાલભર્યું મોં ! ઊંડાણમાંથી શબ્દો આવ્યા : 'બેટા, આપણો અધિકાર સેવાનો છે.' હા, શ્રદ્ધા અને સેવા–એ બે વડે હું જીવનના મર્મ સમજી શકીશ.

[ એક ઘટાદાર વડ આગળ આવી એકલવ્ય ઊભો રહે છે ને પળેક વિચારમાં પડે છે. પછી નદીકાંઠેથી ભીની માટી લઈ આવી ખૂબ

ભાવથી ગુરુ દ્રોણાચાર્યની એક મૂર્તિ હાથ વડે બનાવી કાઢે છે, ને તેમે ઉપાડીને વડના થડ આગળ પધરાવે છે. પોતાનાં ધનુષબાણ ગુરુમૂર્તિને ધરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે, પછી શરસંધાન કરે છે અને ગુરુમૂર્તિ સમક્ષ ધનુર્વિદ્યા શીખવા માંડે છે.]

એકલવ્ય : [મૂર્તિ તરફ જોઈને] ગુરુદેવ મેં ધનુર્વેદ સાધવાનો નિશ્ચય કર્યો છે. અને તેથી આપના પ્રાણનું આવાહન કરું છું. આપનો શક્તિભાવ મને પ્રેરો–મારામાં ઊતરો. મારુ ચિત્ત નિર્મળ છે અને હૃદય આતુર છે. હું મારી વિદ્યા સૌની સેવામાં જ વાપરીશ અને મારું ધનુષબાણ ચડાવેલું જ રાખીશ. દેવ, કોઈ એકલવ્ય આપનો અધૂરો કે ઉદ્ધત શિષ્ય હતો એવું કલંક કદી લાગવા નહીં દઉં. આપની વિદ્યાને હું કદાપિ અભડાવીશ નહીં, પણ ઉજ્જવળ કરી બનાવીશ. આ એકલવ્ય છે તો શૂદ્ર પરંતુ શૂદ્રના ધર્મોમાંથી જ એ વિકાસ મેળવશે. માતાએ મને શ્રદ્ધા દીધી છે અને આપે સેવાનો મંત્ર મૂક્યો છે. તે બંનેને હું સાર્થ કરીશ. જગત ભલે ન જાણે કે એકલવ્ય આપનો શિષ્ય છે. હું જડ હોઈશ, પણ દેવ, ચેતનનો પૂજનાર છું. આપ સદેહે મારી આગળ વિરાજો છો એથી વધુ એકલવ્યને શું જોઈએ ?

[વિચાર કરતો એક પછી એક બાણ છોડે છે. દરેક બાણ નિશાન પાડે છે.]

ગુરુદેવ ! આ મારું સામર્થ્ય ન હોય; આપનો પ્રભાવ, આપની શક્તિઓને બહાર લાવવાનું હું કેમ જાણે વાહન થયો હોઉં ! અવશ્ય હું આપને નામે પાર ઊતરીશ. ગુરુદેવ ! નમો નમઃ !

[બાણે બાણે એ એક એક કળા સાધે છે; અને એટલો એકાગ્રચિત્ત થતો નિશાન વીંધે છે કે પોતાની જાતનું પણ ભાન ભૂલે છે.]

## : પ્રવેશ ત્રીજો :

[ધનુર્વેદ સિદ્ધ કરવામાં લાંબો કાળ તપ આચરી એકલવ્ય ઘણા વખતના ગાળા પછી એ જ સ્થળે એ જ ક્રિયા કરી રહેલો દેખાય છે.]

એકલવ્ય : [મનમાં] ગુરુજીના પ્રસાદે કરી કેટકેટલી કળાઓ જાણી ! સૌથી છેલ્લું અને ઉત્તમ શબ્દવેધિત્વ પણ અનાયાસે આવડ્યું.

[એટલામાં માલિકથી ભૂલો પડેલો કોઈ કૂતરો એકલવ્યનો વિચિત્ર પહેરવેશ અને રીતભાત જોઈને ભસવા માંડે છે.

એકલવ્ય : [ એને જોઈને ] હાં હાં, ઠીક સાંભર્યું. લાઘવાની કળાનો પ્રયોગ કરવાની આ તક સારી મળી છે.

[ એક પછી એક એમ સાથે લાગાં સાત બાણ છોડે છે. એ સાતે બાણ કૂતરાના મોંમાં એવી રીતે ગોઠવાઈ જાય છે કે એનું મોં રજ માત્ર ઘવાયા વિના બાણોથી ભરાઈ મૂંગું બને છે. કૂતરો ત્યાંથી નાસી જાય છે અને એકલવ્ય આનંદ પામતો પોતાના કામમાં પરોવાય છે. ]

## : પ્રવેશ ચોથો :

[ જંગલમાંથી કૌરવપાંડવના રથ દોડી જતા સંભળાય છે. સઘળા રાજકુમારો નીચે ઊતરીને મૃગયા રમવા છૂટા પડે છે. ભીમ ને અર્જુન વાતો કરતાંકરતા એક બાજુ વળે છે. ]

અર્જુન : ગુરુદેવે એમ કીધું છે, ભીમ, કે સૌથી શ્રેષ્ઠ ધનુર્ધર બાણ વડે સૌના કરતાં સારી રીતે ફૂલ ચૂંટી શકે. જોર અને સચોટ નિશાન એ જેમ ધનુર્ધરનાં મુખ્ય લક્ષણો છે તેવાં જ લાઘવ અને વિવેક પણ છે.

ભીમ : ગદાધર માટે એ વાત નથી. જે વધારે ઝીણો ભૂકો કરી જાણે તે વધારે સારી ગદા ફેરવે છે.'આમ, જો-

[ ભીમની ગદાથી એક ખડકના ચૂરચૂરા થાય છે. ]

અર્જુન : પણ બાણ ફેંકવામાં વિવેક ઉપરાંત ચપળતા જોઈએ, ચપળતા છતાં ગભરાટ નહીં; ધીરજ અને લાઘવ, તેમ જ લાઘવ છતાં નિર્બળતા નહીં; પૂરતી સંભાળ, પણ અશ્રદ્ધા ન હોય, અને શ્રદ્ધા છતાં બેદરકારી નહીં. ખરા બાણાવળીના આ ખાસ ગુણો છે.

[ દૂરથી કૂતરો દોડતો આવે છે. ]

ભીમ : અર્જુન, જો તો ખરો. આ સાક્ષાત્ યમરાજનો કૂતરો! એ ભસતો નથી, કારણ કે ગદાની શક્તિની એને ખબર છે.

અર્જુન : ના, એ ભસતો નથી, કારણકે કોઈ સાચા બાણાવળીએ એના મોં ઉપર બાણની લાઘવકળાનો પ્રયોગ કર્યો છે. એનું મોં બાણથી ભરી દઈ બંધ કર્યું છે, છતાં એને મુદ્દલ ઈજા નથી થઈ. આનું નામ લાઘવ

ભીમ : એવો તે કોણ હશે એ બાણાવળી?

અર્જુન : ચાલો, એ વીર પુરુષની ભાળ કાઢીએ.

[ બંને આમતેમ શોધ કરે છે. થોડે અંતરે કોઈ દેખાતું લાગે છે. ]

અર્જુન : [ ઝીણી નજરે જોઈને ] કોઈ તપસ્વી જણાય છે. શુદ્ધ કાળિયાર ચામડું બાંધ્યું છે અને જટા ધારણ કરી છે.

ભીમ : [ આગળ વધીને ] અહો, ધન્ય! ધન્ય! શી બાણની પરંપરા ચાલી રહી છે? અર્જુન. આ તો કોઈ સમર્થ ધનુર્વેદી જણાય છે!

[ અર્જુન એકલવ્યની પાસે જઈ ઊભો રહે છે. ]

અર્જુન : [ મોટેથી ] બ્રહ્મચારી. તમે કોણ છો? ને આ નિરંતર અભ્યાસ શા સારુ કરો છો?

એકલવ્ય : ભાઈ, હું ધનુર્વેદનો અભ્યાસી છું; અને નિરંતર અભ્યાસ એટલા કરું છું કે ગુરુદેવ રાત અને દિવસ મારી સમક્ષ રહે છે.

માટે અર્જુન : ગુરુદેવ! તમારા ગુરુદેવ કોણ છે

એકલવ્ય : ગુરુદેવ દ્રોણાચાર્ય; જેને ધનુર્વિદ્યા આવડી નથી, જન્મી છે.

અર્જુન : દ્રોણાચાર્ય! હું પણ એમનો શિષ્ય છું.

એકલવ્ય : [ અર્જુનને ઓળખીને ] કોણ ધનુર્ધર અર્જુન? ગુરુદેવની જીવતી પ્રેરણા પામેલા તમ જેવા પાસે મારી સિદ્ધિ તો નહીં જેવી જ છે; પરંતુ ગુરુદેવની સેવા–પૂજામાં હું પણ અભ્યાસ કરી રહ્યો છું.

[ એમ કહી દ્રોણાચાર્યની પ્રતિમા બતાવે છે. ]

અર્જુન : તમારી વિદ્યામાં બહારનું ઉત્તેજન નથી, અંતરની પ્રેરણા છે; ને તેથી તમારા અભ્યાસમાં કુદરતી ભવ્યતા છે; ધન્ય છે તમને!

[ નમન કરી અર્જુન તથા ભીમ તેનાથી છૂટા પડે છે. ]

અર્જુન : [ એકલો મનમાં ] આ કુમાર યોગી છે; અને યોગીને શું દુર્લભ હોય? કોઈક શ્રદ્ધાળુ હશે; આવા કેટલાય ગુરુ દ્રોણને પૂજનાર હશે! વખાણનારા એથી વધારે હશે; પણ પળેપળ એમનાં મોટાઈ ને ગૌરવ, એમનાં શક્તિ ને તેજ જોવાની અને ઝીલવાની કળા તો ભીલકુમારની જ. આટલી શ્રદ્ધા છે તો યે અંતકરણમાં નિરભિમાનવૃત્તિ ફૂલની વાસ જેમ ફોરી રહે છે. આ જુવાન માટે માન થાય છે–પણ–પણ અર્જુન ગુરુદેવનો શિષ્ય છતાં આજથી પહેલો ધનુર્ધર મટી જાય છે! અને તે પણ એક ભીલ જુવાનના અડગ અભ્યાસથી.

પરંતુ ગુરુદેવનું વચન છે કે પહેલો બાણાવળી અર્જુન કહેવાશે અને આમ કેમ? આજે જંગલમાં આ જુવાને મારું અભ્યાસનું અભિમાન ને

એ અભિમાનનું ઝેર ઉતારી નાખ્યું. નમૂનેદાર વિદ્યાર્થી કેવો હોય તેનું ભાન હસ્તિનાપુરની દીવાલો કરતાં આ જંગલમાં વધુ થાય છે.

છતાં મારું સ્થાન ડગે છે અને પાંડુપુત્ર અર્જુન એક માત્ર આણાવળી બનવાને બદલે માત્ર ધનુર્ધર રહે છે. ચાલ, ગુરુદેવને આ વાતની ખબર કરું અને એમના વચનની યાદ દઉં.

[અર્જુન અને ભીમ મૂંગા મૂંગા રથ તરફ વળે છે.]

**: પ્રવેશ પાંચમો :**

[એકલવ્ય ગુરુદેવની મૂર્તિને પ્રણામ કરે છે. તેની પીઠ પાછળ દ્રોણાચાર્ય અને અર્જુન છાના આવીને ઊભા રહે છે.]

એકલવ્ય : [મૂર્તિને સંબોધીને ધીમેથી] ગુરુદેવ! પૂજ્ય ગુરુદેવ! મારો અભ્યાસ એ આપની પ્રેરણા પી પીને મેળવેલી સિદ્ધિ છે. ઓ પ્રિય ગુરુદેવ! આપનો જય હો, જય હો.

દ્રોણાચાર્ય : [પ્રગટ થઈને] એકલવ્ય! મેં તને ના પાડી ત્યારે તેં આમ સિદ્ધિ મેળવી, ખરું?

એકલવ્ય : [આશ્ચર્યથી ઝબકી સામે ફરીને] આપનામાં શ્રદ્ધા એ જ મારી શક્તિ–એજ સિદ્ધિ. આદેશ ગુરુદેવ, આપની શી સેવા કરું?

દ્રોણાચાર્ય : [લાગ જોઈને] તેં મને ગુરુ માન્યો ને મારી પ્રતિમા પાસેથી વિદ્યા લીધી. હવે આજ તારો અભ્યાસ પૂરો થાય છે, માટે ગુરુદક્ષિણા આપ.

એકલવ્ય : ગુરુદેવ, આપ ઇચ્છો તે આપું. આજ્ઞા?

દ્રોણાચાર્ય : તો એકલવ્ય, તારા જમણા હાથનો અંગૂઠો આપ!

એકલવ્ય : અંગૂઠો? બસ એટલું? લ્યો, આ આપના ચરણમાં.

[એમ બોલીને અંગૂઠો કાપીને ધરે છે.]

દ્રોણાચાર્ય : અરે હાં, હાં, એકલવ્ય!

એકલવ્ય : બોલો ગુરુદેવ! બીજી શી સેવા કરું? આ તો કેટલી કંગાળ દક્ષિણા!

દ્રોણાચાર્ય : [મનમાં] ઓ! આટલી જબરી શ્રદ્ધા! એની પાસે *અભ્યાસનાં પથરા પીગળીને પાણી જ થઈ જાય ને?* [*મોટેથી*] *તારું* બળ વિદ્યામાં નથી, શ્રદ્ધામાં છે; મેં તને વિદ્યાથી જુદો રાખ્યો. પણ તારી શ્રદ્ધા અણીશુદ્ધ ટકી, આજથી તું અજિત થઈ ગયો.

પૌરાણિક તેમજ ઈતર વ્યક્તિઓ વિશેનો

# કથાકોશ

**અર્જુન :** પાંડુના પાંચ પુત્રોમાંનો વચલો પુત્ર. કૃષ્ણનો બનેવી અને મિત્ર. એક વિખ્યાત ધનુર્ધર અને યોદ્ધો હતો. મહાભારતના યુદ્ધ પહેલાં એને પોતાના સારથી શ્રીકૃષ્ણ સાથે થયેલા સંવાદમાં જીવનનું ઊંડામાં ઊંડું તાત્ત્વિક રહસ્ય સમજાવવામાં આવ્યું છે. આ સંવાદ તે જ હિંદુ ધર્મનું પ્રધાન પુસ્તક 'શ્રી ભગવદ્‌ગીતા'.

**એકલવ્ય :** ભીલકુમાર. અચળ શ્રદ્ધાથી તેણે ધનુર્વિદ્યા પ્રાપ્ત કરી હતી. દ્રોણાચાર્યનો એ શિષ્ય હતો.

**ઓખા :** બાણની પુત્રી ઉષા (ઓખા). કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ એનું હરણ કરેલું તે વસ્તુ ઉપરથી પ્રેમાનંદે એક આખ્યાન પણ રચ્યું છે.

**અંબા :** એક દેવીનું નામ છે.

**કાલિદાસ :** મહાન સંસ્કૃત કવિ અને નાટ્યકાર. અભિજ્ઞાન શાકુંતલ જેવું નાટક અને મેઘદૂત જેવાં કાવ્યોનો કર્તા.

**જગદીશચંદ્ર બોઝ :** બંગાળમાં જન્મેલા અને વિશ્વભરમાં વિખ્યાત થયેલા વૈજ્ઞાનિક. વનસ્પતિવિજ્ઞાનની એમની શોધે જગતના વૈજ્ઞાનિક જ્ઞાનમાં મોટો ઉમેરો કર્યો છે.

**જસમા :** ઓડ જાતની એક સ્ત્રી. સિદ્ધરાજે મોહિત થઈ પોતાને પરણવાની એને વિનંતિ કરવાથી એણે સિદ્ધરાજને શાપ આપ્યો હતો એવી કથા છે.

**જહાંગીર :** મહાન મોગલ સમ્રાટ અકબરનો મોટો પુત્ર.

**જાંબુવતી :** રીંછ જાતિના જાંબુવાનની પુત્રી અને કૃષ્ણની પત્ની.

**ટૉડ :** એક અંગ્રેજ ઇતિહાસલેખક; 'રાજસ્થાન' નામના ગ્રંથમાં હિંદી રજવાડાના વંશ તથા તેના ઇતિહાસનુ બયાન એમણે કીધું છે.

**દુર્યોધન :** ધૃતરાષ્ટ્રનો વડો પુત્ર. એણે પાંડવોને અનહદ દુઃખ દીધું હતું અને મહાભારતના યુદ્ધમાં ભીમને હાથે મરાયો હતો.

**દુઃશાસન :** અનેક કુકર્મોમાં સાથ આપનાર દુર્યોધનનો ભાઈ. દ્રૌપદીનાં ચીર ખેંચવાનું દુષ્કૃત્ય કરનાર.

[ગુરુ દ્રોણ એકલવ્યને આશીર્વાદ દઈ અર્જુન જોડે વિદાય થાય છે. એકલવ્ય અંગૂઠા વિનાની આંગળીઓ વડે ધીરી ઝડપે બાણ છોડવાં શરૂ કરે છે.]

દ્રોણાચાર્ય : [રસ્તે ચાલતાં મનમાં] હવે મારું વચન સાચું પડશે અને અર્જુન એકલો બાણાવળી થશે...પણ મારું બળ અને અર્જુનનો અભ્યાસ બંને એકલવ્યના અંગૂઠા જેટલાં ઓછાં! શ્રદ્ધાની અખંડ જ્યોતિશો શૂદ્ર એકલવ્ય ક્ષત્રી બન્યો છે. એને ચડતાં આવડ્યું, મને પડતાંય ન આવડ્યું. શિષ્ય શૂદ્રમાંથી ક્ષત્રિય થાય છે, ત્યારે ગુરુ બ્રાહ્મણ મટીને ક્ષત્રિય બને છે! ધન્ય! શિષ્ય, ધન્ય! અખંડ શ્રદ્ધા! અડગ અભ્યાસ! અનંત સામર્થ્ય!...એનું નામ એકલવ્ય.

[વિચાર અને શોકની છાયાઓમાં અર્જુન અને દ્રોણાચાર્ય હસ્તિનાપુરની વ્યાયામશાળા ભણી જતા દેખાતા બંધ પડે છે.]



## — સમજૂતી —

૧૩. 'યુયુત્સુ' ધૃતરાષ્ટ્રનો ગાંધારીને પેટે થયેલો પુત્ર. 'શબ્દવેધિત્વ' અદૃષ્ટ નિશાન પર, માત્ર શબ્દ–અવાજ સાંભળીને બાણ મારવાની કળા. 'લાઘવની કળાનો પ્રયોગ' લાઘવ–ચપળતાની કળાની અજમાયશ. 'એને ચડતાં આવડયું...!' દ્રોણાચાર્ય એકલવ્યની નિઃસીમ શ્રદ્ધાની પ્રશંસા કરે છે. તેઓ મનમાં વિચારે છે કે પોતાની શ્રદ્ધાને લીધે નિર્જીવ મૂર્તિમાંથી પ્રેરણા મેળવીને એકલવ્ય પોતાનો ઉદ્ધાર કરી શક્યો; જ્યારે પોતાનું વચન પાળવા માટે પોતે પોતાના આદર્શ શિષ્ય સાથે ક્રૂરતાથી વર્ત્યા!

## — પ્રશ્નાવલિ —

૧૨. કવિના વિચારમાં કોણે ફેરફાર કરાવ્યો? કેવી રીતે? કવિના નવા ને જૂના વિચારની તુલના કરો. એની યોગ્યાયોગ્યતાની વિગતવાર ચર્ચા કરો. વિદ્યાર્થી અને તંત્રી સાથેના વર્તાવમાં કવિએ શા સારુ ભેદ રાખ્યો? તંત્રીનું રેખાચિત્ર દોરો. નેના બુદ્ધિશાળી ને વ્યવહારકુશળ હતી એ દાખલા સહિત સમજાવો.

૧૩. દ્રોણાચાર્યે એકલવ્યને ધનુર્વિદ્યા શીખવવાને શા માટે ના પાડી? એકલવ્યે કેવી રીતે વિદ્યા સંપાદન કરી? બાણાવળીનાં ખાસ લક્ષણો ગણાવો. એકલવ્ય આદર્શ વિદ્યાર્થી હતો એમ તમે શા પરથી કહી શકો?



પૌરાણિક તેમજ ઈતર વ્યક્તિઓ વિશેનો

# કથાકોશ

**અર્જુન** : પાંડુના પાંચ પુત્રોમાંનો વચલો પુત્ર. કૃષ્ણનો બનેવી અને મિત્ર. એક વિખ્યાત ધનુર્ધર અને યોદ્ધો હતો. મહાભારતના યુદ્ધ પહેલાં એને પોતાના સારથી શ્રીકૃષ્ણ સાથે થયેલા સંવાદમાં જીવનનું ઊંડામાં ઊંડુ તાત્ત્વિક રહસ્ય સમજાવવામાં આવ્યું છે. આ સંવાદ તે જ હિંદુ ધર્મનું પ્રધાન પુસ્તક 'શ્રી ભગવદ્‌ગીતા'.

**એકલવ્ય** : ભીલકુમાર. અચળ શ્રદ્ધાથી તેણે ધનુર્વિદ્યા પ્રાપ્ત કરી હતી. દ્રોણાચાર્યનો એ શિષ્ય હતો.

**ઓખા** : બાણની પુત્રી ઉષા (ઓખા). કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધ એનું હરણ કરેલું તે વસ્તુ ઉપરથી પ્રેમાનંદે એક આખ્યાન પણ રચ્યું છે.

**અંબા** : એક દેવીનું નામ છે.

**કાલિદાસ** : મહાન સંસ્કૃત કવિ અને નાટ્યકાર. અભિજ્ઞાન શાકુંતલ જેવું નાટક અને મેઘદૂત જેવાં કાવ્યોનો કર્તા.

**જગદીશચંદ્ર બોઝ** : બંગાળમાં જન્મેલા અને વિશ્વભરમાં વિખ્યાત થયેલા વૈજ્ઞાનિક. વનસ્પતિવિજ્ઞાનની એમની શોધે જગતના વૈજ્ઞાનિક જ્ઞાનમાં મોટો ઉમેરો કર્યો છે.

**જસમા** : ઓડ જાતની એક સ્ત્રી. સિદ્ધરાજે મોહિત થઈ પોતાને પરણવાની એને વિનંતિ કરવાથી એણે સિદ્ધરાજને શાપ આપ્યો હતો એવી કથા છે.

**જહાંગીર** : મહાન મોગલ સમ્રાટ અકબરનો મોટો પુત્ર.

**જાંબુવતી** : રીંછ જાતિના જાંબુવાનની પુત્રી અને કૃષ્ણની પત્ની.

**ટૉડ** : એક અંગ્રેજ ઇતિહાસલેખક; 'રાજસ્થાન' નામના ગ્રંથમાં હિંદી રજવાડાના વંશ તથા તેના ઇતિહાસનું બયાન એમણે કીધું છે.

**દુર્યોધન** : ધૃતરાષ્ટ્રનો વડો પુત્ર. એણે પાંડવોને અનહદ દુઃખ દીધું હતું અને મહાભારતના યુદ્ધમાં ભીમને હાથે મરાયો હતો

**દુઃશાસન** : અનેક કુકર્મોમાં સાથ આપનાર દુર્યોધનનો ભાઈ. દ્રૌપદીનાં ચીર ખેંચવાનું દુષ્કૃત્ય કરનાર.

**દ્રોણાચાર્ય** : પાંડવ કૌરવોના ગુરુ. તેઓ એક સમર્થ ધનુર્ધારી હતા અને રાજકુમારોને ધનુર્વિદ્યાનું જ્ઞાન આપતા.

**નારદ** : બ્રહ્માનો પુત્ર. વિખ્યાત બ્રહ્મચારી અને મહાન ભક્ત.

**નૂરજહાં** : જહાંગીરની પત્ની. એક કુશળ રાજનીતિજ્ઞ તરીકે જહાંગીરના રાજકારભારમાં એ મદદ કરતી.

**પરીક્ષિત** : અર્જુનનો પૌત્ર અને ઉત્તરા–અભિમન્યુનો પુત્ર.

**ભીમ** : પાંડુનો બીજો પુત્ર. એ બહુ ક્રોધી અને બળવાન હતો.

**મોલિયેર** : ફ્રેન્ચ નાટ્યકાર. એના Mock Doctor નામના નાટકનું શ્રી. નવલરામ પંડ્યાએ 'ભટનું ભોપાળું' એ નામે ગુજરાતીમાં રૂપાંતર કર્યું હતું.

**ભવભૂતિ** : સંસ્કૃત નાટ્યકાર. રામે સીતાનો ત્યાગ કર્યો ત્યાર પછીના બનાવો વર્ણવતા 'ઉત્તરરામચરિત્ર'ના લેખક.

**યુધિષ્ઠિર** : વડો પાંડવ. પોતાની ધાર્મિક વૃત્તિથી અને સત્યવાદીપણાથી વિખ્યાત હતો.

**યુયુત્સુ** : સોમવંશી ધૃતરાષ્ટ્રનો ગાંધારીને પેટ થયેલો પુત્ર.

**રઘુ** : અયોધ્યાનો સૂર્યવંશી રાજા. દશરથનો પિતા અને રામનો પિતામહ.

**રત્નેશ્વર** : ગુજરાતનો મધ્યકાલીન કવિ અને પ્રેમાનંદના શિષ્યમંડળમાંનો એક.

**રુક્મિણી** : કૃષ્ણની પટરાણી. કૃષ્ણે એનું હરણ કર્યું હતું.

**રણછોડભાઈ ઉદયરામ** : ગુજરાતી રંગભૂમિના પિતા એમનું 'લલિતાદુઃખદર્શક નાટક' ખૂબ લોકપ્રિય બન્યું હતું.



# લેખકોની આછી પિછાણ

**અરદેશર ફરામજી ખબરદાર** [ જન્મ : ૧૮૮૧ ] મૂળ વતન : દમણ, ધંધાર્થે રહેઠાણ : મદ્રાસ; હાલ નિવાસ : મુંબઈ. જ્ઞાતિએ પારસી હોવા છતાં ગુજરાતી ભાષા તથા સાહિત્યમાં એઓ સારો રસ લે છે; તથા ઉત્તમ કોટિનાં કાવ્યો લખે છે. એમનાં કાવ્યસંગ્રહો કાવ્યરસિકા, ભારતનો ટંકાર, રાષ્ટ્રિકા, વગેરે દરેક વિદ્યાર્થીએ વાંચવાં જોઈએ.

**ઈન્દુલાલ ગાંધી** [ જન્મ : ૧૯૦૫ ] યુવાન કવિઓમાંના એક છે. એમનાં કાવ્યો વિવિધ વિષયો પર લખાયાં છે. એમનું 'તેજરેખા' નામનું ખંડકાવ્ય અતિ આકર્ષક છે.

**અંબાલાલ મિસ્ત્રી :** ઐતિહાસિક ટૂંકી વાર્તાઓના લેખક. પાલીતાણા રાજ્યમાં ન્યાયાધીશનો હોદ્દો ભોગવે છે.

**કનૈયાલાલ માણેકલાલ મુનશી** [ જન્મ : ૧૮૮૭ ] મૂળ વતન : ભરૂચ. હાલ મુંબઈમાં નિવાસ. ૧૯૧૩માં એડવોકેટ થઈ વકીલાત શરૂ કરી. એમણે નવલકથાઓ, નાટકો, ટૂંકી વાર્તા, નિબંધો, વગેરે વિવિધ સાહિત્યક્ષેત્રમાં સફળ પ્રવેશ કર્યો છે. એમની 'પાટણની પ્રભુતા' કે 'ગુજરાતનો નાથ' કે 'રાજાધિરાજ' જેવી નવલકથાઓ તો તમારે જરૂર વાંચવી જોઈ એ.

**કેશવ હ. શેઠ** [ જન્મ : ૧૮૮૮ ] મૂળ વતન : ઉમરેઠ ઘણો વખત સુધી એમણે 'ગુજરાતી પંચ' ને 'પ્રજાબંધુ'માં પોતાના કાવ્યો પ્રગટ કરેલાં. હાલ અમદાવાદમાં ખડાયતા પ્રિન્ટિંગ પ્રેસના તેઓ માલિક અને સંચાલક છે.

**કૃષ્ણલાલ જેઠાલાલ શ્રીધરાણી** [ જન્મ : ૧૯૧૧ ] મૂળ વતન : ભાવનગર. શ્રી. શ્રીધરાણી પણ એક યુવાન કવિ છે. જુદા જુદા વિષયો પર કાવ્યો રચી એ હાલ નિવાસઅમેરિકા. ક્ષેત્રમાં વિવિધપ્રયોગો એઓ અજમાવે છે. એમનો કાવ્યસંગ્રહ 'કોડિયાં' અને બાળનાટક 'વડલો' તમને કોઈને પણ અજાણ્યાં ન જ હોવાં જોઈએ.

**ચન્દ્રવદન ચીમનલાલ મહેતા** [ જન્મ : ૧૯૦૧ ) મૂળ સુરતના વતની; હાલ મુંબઈમાં નિવાસ. એમણે કાવ્યો નાટકો, વગેરે ક્ષેત્રોમાં સફળ પ્રયોગો કર્યા છે. એમનાં 'ઈલાકાવ્યો' નામનો સંગ્રહ અને 'આગગાડી' નાટક સૌ કોઈ ને પ્રિય થઈ પડે એવાં છે.

**ચન્દ્રશંકર પ્રાણશંકર શુકલ** [ જન્મ : ૧૯૦૧ ] મૂળ ગોધરાના વતની. ગાંધીજીના ચુસ્ત અનુયાયી. પૂનાના 'હરિજનબંધુ' કાર્યાલયમાં તેઓ કામ કરતા હતા. 'સીતાહરણ' નામનું બાળકો ખૂબ હોંસે હોંસે વાંચે એવું પુસ્તક તેમણે પ્રગટ કર્યું છે. તમારે પણ તે વાંચવું જોઇએ.

# લેખકોની આછી પિછાન

**જન્મશંકર મહાશંકર બુચ** [ લલિત ] [ જન્મ : ૧૮૭૭ ] જૂનાગઢના મૂળ વતની. એમણે પોતે જ લખેલાં કાવ્યો એઓ સુંદર રીતે ગાઈ પણ શકે છે. ગુજરાતીઓના ભાવ એમનાં કાવ્યોમાં બહુ સુંદર રીતે ઉતરેલા માલૂમ પડે છે.

**ઝીણાભાઈ રતનજી દેસાઈ** [ સ્નેહરશ્મિ ] [ જન્મ : ૧૯૦૩ ] સુરત જિલ્લાના મૂળ વતની; હાલ તેઓ અમદાવાદની એક શાળાના આચાર્ય તરીકે કામ કરે છે. સ્નેહરશ્મિ પણ એક યુવાન કવિ છે. એમણે કાવ્યો ઉપરાંત નવલિકાઓ પણ લખી છે. બંગાળી ભાષામાં રચાયેલાં કાવ્યોના ભાવ આપણાં કાવ્યોમાં એઓ સારી રીતે ઉતારી શકે છે.

**ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ** [ જન્મ : ૧૮૮૮ ] રાજકોટમાં એઓ શિક્ષક તરીકે કામ કરે છે. કુદરતનાં વિવિધ ચિત્રો નીરખીને એમણે તે કાવ્યોમાં ઉતાર્યાં છે. એમનાં કાવ્યો બાળકોને આનંદ આપે તેવાં છે.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર** [ જન્મ : ૧૮૮૬ ] મૂળ મહારાષ્ટ્રના વતની હોવા છતાં ગુજરાતી ભાષા પરનો એમનો કાબૂ અને ગુજરાતી સાહિત્યમાં એમનો રસ એમને માટે માન ઉત્પન્ન કરે તેવો છે. એમનો 'હિમાલયનો પ્રવાસ' તો તમે જરૂર વાંચજો.

**દલપતરામ ડાહ્યાભાઈ કવિ** [ જન્મ : ૧૮૨૦; મૃત્યુ : ૧૮૯૮ ] આપણા જાણીતા ગુજરાતી કવિ શ્રી નાનાલાલના પિતા. દલપતરામ અંગ્રેજી કેળવણીની શરૂઆત થયા પછીના નવીન યુગના પ્રથમ કવિ હતા. એઓ કવિ નર્મદના સમકાલીન હતા. ગુજરાતી સાહિત્યનો પ્રચાર તેમ જ ધીમે ધીમે થતો

**નરસિંહ મહેતા** : ગુજરાતના પ્રથમ ભક્ત કવિઓમાંના એક. જન્મસ્થાન જૂનાગઢ. બાલ્યકાળમાં જ માતાપિતાનું મરણ થવાથી કવિ ભાઈભાભીને આશરે જઈ રહ્યા. ભાભીનાં મહેણાંથી ગૃહત્યાગ. માર્ગમાં એક ખંડિયેર મંદિરમાં જઈ શિવલિંગની સાધના કરી. શિવ પ્રસન્ન થવાથી તેણે કૃષ્ણદર્શન કરાવ્યું. કૃષ્ણની ઇચ્છાથી મહેતાએ ગૃહસ્થાશ્રમ માંડ્યો, તથા કાવ્યો, પદો અને ભજનો તથા પ્રભાતિયાં રચી કૃષ્ણની લીલા ગાઈ. નરસિંહ મહેતાને અનેક વખતે કૃષ્ણ ભગવાને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરી તેની લાજ રાખી હતી. એ બધા અદ્‌ભુત પ્રસંગો પ્રેમાનંદે કાવ્યો રચી વર્ણવ્યા છે.

**નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા** [જન્મ : ૧૮૫૯; મૃત્યુ : ૧૯૩૭;] નરસિંહરાવ ગુજરાતના એક જાણીતા કવિ હતા. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર હતા. એમનું મૂળ વતન અમદાવાદ હતું. એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'કુસુમમાળા' એ ગુજરાતી સાહિત્યમાં કોઈ નવું જ ક્ષેત્ર ખોલ્યું છે. નરસિંહરાવ સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાના ઊંડા અભ્યાસી હતા. અગ્રગણ્ય વિવેચક તથા ભાષાશાસ્ત્રી હોવા ઉપરાંત એક આગળ પડતા સમાજસુધારક તથા ધર્મસુધારક હતા. વળી ઈશ્વરમાં તેઓ અતૂટ શ્રદ્ધા ધરાવતા હતા.

**નરહરિ દ્વારકાદાસ પરીખ** [જન્મ : ૧૮૯૧] મૂળ વતન : અમદાવાદ. ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસ એમના પ્રિય વિષયો છે. કાલેલકર સાથે વિદ્યાપીઠનો જોડણીકોશ તૈયાર કરવામાં તેમનો સરસ ફાળો છે. કેળવણી; દેશસેવા અને ગ્રામપ્રવૃત્તિ એમનાં પ્રિય ક્ષેત્રો છે.

**નર્મદાશંકર લાલશંકર દવે** [જન્મ : ૧૮૩૩; મૃત્યુ : ૧૮૮૬] આધુનિક યુગના પ્રથમ કવિ. દલપતરામના સમકાલીન. મૂળ વતન : સુરત. શરૂઆતમાં એમણે શિક્ષકનો ધંધો સ્વીકારેલો. પાછળથી કલમને ખોળે માથું મૂકી સાહિત્યસેવા અર્થે જીવન વ્યતીત કરવાનો અડગ નિશ્ચય. પ્રતિકૂળ સંજોગોને લીધે તે નિશ્ચય ડગેલો, છતાં કવિ સ્વતંત્ર વિચારના હતા. એમણે સાહિત્યનાં અનેક ક્ષેત્રો ખેડયાં છે. 'ડાંડિયો' નામના પત્રના મૂળ સ્થાપક નર્મદ હતા. નર્મદ એક અટલ સમાજ–સુધારક હતા.

**નવલરામ લક્ષ્મીરામ પંડ્યા** [જન્મ : ૧૮૩૬; મૃત્યુ : ૧૮૮૮] સુરતના ત્રણ નન્નાઓમાં નવલરામ પણ એક હતા. નવલરામ એક પ્રખર વિવેચક હતા. એમના સહાનુભૂતિભર્યાં વિવેચનોએ અનેક યુવાન લેખકોને લખવાની પ્રેરણા તથા પ્રોત્સાહન આપેલાં. 'વીરમતી' અને 'ભટનું ભોપાળુ' નાટકો પણ એમણે લખ્યાં છે. એમના લેખોનો સંગ્રહ નવલગ્રંથાવલિમાં કરવામાં આવ્યો છે.

**પૂજાલાલ** : શ્રી. અરવિંદ ઘોષના પરમ ઉપાસક. પોંડીચેરીના તેમના આશ્રમમાં જ કાયમનો વસવાટ.

# લેખકોની આછી પિછાણ

**જન્મશંકર મહાશંકર બુચ** [ લલિત ] [ જન્મ : ૧૮૭૭ ] જૂનાગઢના મૂળ વતની. એમણે પોતે જ લખેલાં કાવ્યો એઓ સુંદર રીતે ગાઈ પણ શકે છે. ગુજરાતીઓના ભાવ એમનાં કાવ્યોમાં બહુ સુંદર રીતે ઉતારેલા માલૂમ પડે છે.

**ઝીણાભાઈ રતનજી દેસાઈ** [ સ્નેહરશ્મિ ] [ જન્મ : ૧૯૦૩ ] સુરત જિલ્લાના મૂળ વતની; હાલ તેઓ અમદાવાદની એક શાળાના આચાર્ય તરીકે કામ કરે છે. સ્નેહરશ્મિ પણ એક યુવાન કવિ છે. એમણે કાવ્યો ઉપરાંત નવલિકાઓ પણ લખી છે. બંગાળી ભાષામાં રચાયેલાં કાવ્યોના ભાવ આપણાં કાવ્યોમાં એઓ સારી રીતે ઉતારી શકે છે.

**ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ** [ જન્મ : ૧૮૮૮ ] રાજકોટમાં એઓ શિક્ષક તરીકે કામ કરે છે કુદરતનાં વિવિધ ચિત્રો નીરખીને એમણે તે કાવ્યોમાં ઉતાર્યાં છે. એમનાં કાવ્યો બાળકોને આનંદ આપે તેવાં છે.

**દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર** [ જન્મ : ૧૮૮૬ ] મૂળ મહારાષ્ટ્રના વતની હોવા છતાં ગુજરાતી ભાષા પરનો એમનો કાબૂ અને ગુજરાતી સાહિત્યમાં એમનો રસ એમને માટે માન ઉત્પન્ન કરે તેવો છે. એમનો 'હિમાલયનો પ્રવાસ' તો તમે જરૂર વાંચજો.

**દલપતરામ ડાહ્યાભાઈ કવિ** [ જન્મ : ૧૮૨૦; મૃત્યુ : ૧૮૯૮ ] આપણા જાણીતા ગુજરાતી કવિ શ્રી નાનાલાલના પિતા. દલપતરામ અંગ્રેજી કેળવણીની શરૂઆત થયા પછીના નવીન યુગના પ્રથમ કવિ હતા. એઓ કવિ નર્મદના સમકાલીન હતા. ગુજરાતી સાહિત્યનો પ્રચાર તેમ જ ધીમે ધીમે થતો સમાજસુધારો એ એમની મુખ્ય પ્રવૃત્તિ હતી. વિવિધ વિષયો પર રચાયેલાં એમનાં કાવ્યો બાળકોને ખૂબ આનંદ આપે તેવાં છે.

**દયારામ** [ જન્મ : ૧૭૬૭; મૃત્યુ : ૧૮૫૨ ] મૂળ વતન ચાણોદ. સ્થાયી નિવાસસ્થાન ડભોઈ. દયારામની ગરબીઓ મધુર અને લોકપ્રિય છે. કવિ યુવાનીમાં બહુ ઉચ્છૃંખલ અને છેલબટાઉ લાગતા. છતાં એ કૃષ્ણના પરમ ભક્ત હતા.

**દેશળજી પરમાર** [ જન્મ : ૧૮૯૪ ] આપણા યુવાન કવિઓમાંના એક. હાલ એઓ સુરતના પત્રકારિત્વના ક્ષેત્રમાં કામ કરી રહ્યા છે. એમણે સુંદર કાવ્યો તથા સફળ રાસ રચ્યા છે. એમનું મૂળ વતન ગોંડલ સસ્થાન તાબાનું અણીઆ ગામ છે.

**નગીનદાસ નારણદાસ પારેખ** : મૂળ વતન, વલસાડ. ગુજરાત વિદ્યાપીઠના વિનયમંદિરમાં કામ કરતા ભાવનાશીલ શિક્ષક. 'કિશોર' માસિકમાં તમારી વયનાં બાળકોને રૂચે એવા ઘણા લેખો એઓ લખે છે.

**નરસિંહ મહેતા :** ગુજરાતના પ્રથમ ભક્ત કવિઓમાંના એક. જન્મસ્થાનઃ જૂનાગઢ. બાલ્યકાળમાં જ માતાપિતાનું મરણ થવાથી કવિ ભાઈભાભીને આશરે જઈ રહ્યા. ભાભીનાં મહેણાંથી ગૃહત્યાગ. માર્ગમાં એક ખંડિયેર મંદિરમાં જઈ શિવલિંગની સાધના કરી. શિવ પ્રસન્ન થવાથી તેણે કૃષ્ણદર્શન કરાવ્યું. કૃષ્ણની ઇચ્છાથી મહેતાએ ગૃહસ્થાશ્રમ માંડ્યો, તથા કાવ્યો, પદો અને ભજનો તથા પ્રભાતિયાં રચી કૃષ્ણની લીલા ગાઈ. નરસિંહ મહેતાને અનેક વખતે કૃષ્ણભગવાને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ કરી તેની લાજ રાખી હતી. એ બધાં અદ્ભુત પ્રસંગો પ્રેમાનંદે કાવ્યો રચી વર્ણવ્યા છે.

**નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા** [જન્મ : ૧૮૫૯; મૃત્યુ : ૧૯૩૭;] નરસિંહરાવ ગુજરાતના એક નામીતા કવિ હતા. તેઓ જ્ઞાતિએ વડનગરા નાગર હતા. એમનું મૂળ વતન અમદાવાદ હતું. એમના પ્રથમ કાવ્યસંગ્રહ 'કુસુમમાળા' એ ગુજરાતી સાહિત્યમાં કોઈ નવું જ ક્ષેત્ર ખોલ્યું છે. નરસિંહરાવ સંસ્કૃત તથા અંગ્રેજી ભાષાના ઊંડા અભ્યાસી હતા. અગ્રગણ્ય વિવેચક તથા ભાષાશાસ્ત્રી હોવા ઉપરાંત એક આગળ પડતા સમાજસુધારક તથા ધર્મસુધારક હતા. વળી ઈશ્વરમાં તેઓ અતૂટ શ્રદ્ધા ધરાવતા હતા.

**નરહરિ દ્વારકાદાસ પરીખ** [જન્મ : ૧૮૯૧] મૂળ વતન : અમદાવાદ. ગુજરાતી સાહિત્ય અને ઇતિહાસ એમના પ્રિય વિષયો છે. કાલેલકર સાથે વિદ્યાપીઠનો જોડણીકોશ તૈયાર કરવામાં તેમનો સરસ ફાળો છે. કેળવણી, દેશસેવા અને ગ્રામપ્રવૃત્તિ એમનાં પ્રિય ક્ષેત્રો છે.

**નર્મદાશંકર લાલશંકર દવે** [જન્મ : ૧૮૩૩; મૃત્યુ : ૧૮૮૬] આધુનિક યુગના પ્રથમ કવિ. દલપતરામના સમકાલીન. મૂળ વતન : સૂરત. શરૂઆતમાં એમણે શિક્ષકનો ધંધો સ્વીકારેલો. પાછળથી કલમને ખોળે માથુ મૂકી સાહિત્યસેવા અર્થે જીવન વ્યતીત કરવાનો અડગ નિશ્ચય. પ્રતિકૂળ સંજોગોને લીધે તે નિશ્ચય ડગેલો, છતાં કવિ સ્વતંત્ર વિચારના હતા. એમણે સાહિત્યનાં અનેક ક્ષેત્રો ખેડ્યાં છે. 'ડાંડિયો' નામના પત્રના મૂળ સંસ્થાપક નર્મદ હતા. નર્મદ એક અઠંગ સમાજ-સુધારક હતા.

**નવલરામ લક્ષ્મીરામ પંડ્યા** [જન્મ : ૧૮૩૬; મૃત્યુ : ૧૮૮૮] સૂરતના ત્રણ નન્નાઓમાં નવલરામ પણ એક હતા. નવલરામ એક પ્રખર વિવેચક હતા. એમના સહાનુભૂતિભર્યા વિવેચનોએ અનેક યુવાન લેખકોને લખવાની પ્રેરણા તથા પ્રોત્સાહન આપેલા. 'વીરમતી' અને 'ભટનું ભોપાળુ' નાટકો પણ એમણે લખ્યાં છે. એમના લેખોનો સંગ્રહ નવલગ્રંથાવલિમાં કરવામાં આવ્યો છે.

**પૂજાલાલ :** શ્રી. અરવિંદ ઘોષના પરમ ઉપાસક. પોંડીચેરીના તેમના આશ્રમમાં જ કાયમનો વસવાટ.

**પ્રેમાનંદ** [ જન્મ : ૧૬૧૬; મૃત્યુ : ૧૭૩૪ ] સત્તરમી સદીના મહાન ભાષાભક્ત કવિ મૂળ વતન વડોદરા. ધંધો માણભટનો હોવાથી સુરત તથા નંદરબાર પણ કવિ જતા. સંસ્કૃત ગ્રંથોને આધારે શ્લોકાં એમનાં આખ્યાનો શ્રોતાઓને મુગ્ધ કરતા. ગુજરાતી ભાષા તથા સાહિત્યની ઉન્નતિ ન થાય ત્યાં સુધી માથે પાઘડી ન બાંધવાની અડગ પ્રતિજ્ઞા પ્રેમાનંદે લીધેલી. કવિ નવે રસમાં રાચે છે. એનાં વર્ણનો તાદૃશ છે.

**મણિભાઈ નભુભાઈ દ્વિવેદી** [ જન્મ : ૧૮૫૮; મૃત્યુ : ૧૮૯૮ ] મૂળ વતન : નડિયાદ. તત્ત્વચિંતન એમનો પ્રિય વિષય હતો. આર્ય સંસ્કાર અને ભાવનાના એઓ ખાસ હિમાયતી હતા. એમની ગઝલો અનેક ગુજરાતીઓને કંઠે છે. 'કાન્તા' નામનું એક સુંદર નાટક પણ એમણે લખ્યું છે.

**મીરાંબાઈ** [ ગુજરાતના પ્રથમ સ્ત્રી કવિ ] એમના જીવન સંબંધી હકીકત મળવી મુશ્કેલ છે છતાં એટલું તો કહી શકાય એમ છે કે મીરાં મેવાડના વતની હતાં. એમનું લગ્ન રાણા સંગના પુત્ર ભોજરાજ સાથે થયેલું. પરંતુ મીરાંનું મન પ્રથમથી જ કૃષ્ણ-ભક્તિમાં લીન થયેલું હોવાથી રાણાને તે ઉચિત ન લાગ્યું. વળી મીરાંનું સાધુઓ સાથે ફરવું, ભજનો ગાવાં, વગેરે રાણાને ન રૂચ્યું. મીરાંને પણ પોતાના જાનનો જોખમ લાગ્યો. તેણે તો કૃષ્ણને જ પોતાનો પતિ બનાવ્યો હતો. માટે તે દ્વારકા ચાલી નીકળ્યાં; અને બાકીનું જીવન ત્યાં જ કૃષ્ણભક્તિમાં વ્યતીત કર્યું. એમનાં ભજનો પ્રત્યેક ગુજરાતીની જીભે રમે છે.

**રમણલાલ વસંતલાલ દેસાઈ** [ જન્મ : ૧૮૯૨ ] રમણલાલની નવલકથાઓ ગુજરાતમાં ઘેરઘેર વંચાય છે. તે ઉપરાંત તેઓ કવિ-અને નાટયકાર પણ છે રમણલાલ વડોદરા રાજ્યના વતની છે; અને હાલ વડોદરા રાજ્યમાં સૂબાના હોદ્દા પર છે.

**રમણ ન. વકીલ** [ જન્મ : ૧૯૦૮ ]. આપણા નવયુવાન સાહિત્યકારોમાંના એક. મૂળ ભરૂચના વતની. હાલમાં એમણે પોતે સ્થાપેલી મુંબઈની મોર્ડન સ્કૂલના આચાર્ય તરીકે કામ કરે છે. કલાપીનાં કાવ્યોની છાપ એમનાં કાવ્યો પર પડેલી હોય એમ લાગે છે. કવિ હોવા ઉપરાંત તેઓ સારા નાટયકાર પણ છે.

**રામપ્રસાદ શુકલ** : હાલ અમદાવાદમાં ગુજરાતમાં વિશ્વવિદ્યાલય મંડળની કચેરીમાં તેઓ કામ કરે છે. નાનકડાં પણ વિચારપ્રેરક કાવ્યોના લેખક તરીકે તેઓ પ્રખ્યાત છે.

**હરિનારાયણ આચાર્ય** : વ્યાયામ ને શરીરસ્વાસ્થ્યના ખાસ હિમાયતી. કુદરતનિરીક્ષણમાં પણ તેઓ ખૂબ રસ લે છે. 'કુમાર' માસિકમાં એમના લેખો અવરનવર પ્રગટ થાય છે.



# શ • બ્દ • કો • શ

## અ

અકુંઠિત—પાછું ન પડે તેવું; રૂંધાય-રોકાય નહીં તેવું
અક્ષય—કદી નાશ ન પામે એવું.
અનાયાસે—વિના મહેનત; સહેજે; સહેલાઈથી
અભિજાત—શ્રેષ્ઠ
અભિષેક—જલસિંચનનો વિધિ; રાજ્યગાદી પર બેસાડવાની ક્રિયા
અમાત્ય—પ્રધાન; મંત્રી; સચીવ
અમોઘ—અચૂક; રામબાણ; નિષ્ફળ નહીં જાય એવું
અવનિ—પૃથ્વી
અવિનીત—વિનીત-વિનયશીલ નહીં એવું; વિવેકહીન
અવિરત—સતત; ચાલુ
અંકુર—ફણગો (૨) મૂળ; બીજ
અંતરીક્ષ—આકાશ; ગગનમંડળ

## આ

આટવિકા—ગુજરાન; ગુજરાનનું સાધન
આદિત્ય—સૂર્ય; રવિ; સહસ્રરશ્મિ
આભ્રણ—[ આભરણ ] — અલંકાર; આભૂષણ; શણગાર
આસક્તિ—મોહ; અનુરાગ

## ઉ

ઉદ્વેગ—શોક; ચિંતા; ખરખરો
ઉન્નત—ઊંચું; ટટાર; ઉન્નતિવાળું
ઉપકૃતિ—રચના
ઉપાનરેણુ—[ઉપાન-ખાસડાં; રેણુ—રજ, ધૂળ] જોડાની ધૂળ
ઉરનિધિ—ઉરરૂપી, હૃદયરૂપી સમુદ્ર
ઉલ્લાસ—હર્ષ; આનંદ
ઉલાળવું—ઊછળે—ઊથલી પડે એવું કરવું

## ઊ

ઊખેળું—ખાંડણિયો
ઊર્મિ—ઉમળકો; ઇચ્છા; એકાએક થઈ આવેલી લાગણી
ઊર્મિસિંધુ—ઊર્મિનો મહાસાગર; લાગણીનું પૂર

## ઓ

ઓખણવું—છડવું; સાંબેલા વડે ખાંડવું
કાળિયાર ચામડુ—હરણનું ચામડું
કાંગ—એક જાતનું ધાન્ય
કાંબી—સ્ત્રીઓના પગનું ઘરેણું
કૃપણ—કંજૂસ
કોઠો—કિલ્લાનો બુરજ, મથાળા પર તોપ ગોઠવવાની ખુલ્લી જગા
કોસીસાં—કોટ ઉપરનું શોભાનું નાનકડું શિખર

## ખ

ખાટુપતરું—લેવડદેવડ

### ગ

ગાફેલ—અસાવધ
ગાનકૂજન — ગીતનું કૂજન — મધુર સ્વરે લલકારવું તે
ગીર્વાણગિરા—દેવોની ભાષા; સંસ્કૃત

### ઘ

ઘરસૂત્ર—કુટુંબકબીલો; ઘરસંસાર; પત્ની

### ચ

ચિત્કારવુ—ચિત્કાર કરવો; અવાજ કરવો
ચિત્રવિલોપન—ચિત્રનો લય, લોપ, નાશ થવો તે
ચૂવાચંદન—એક જાતની સુખડ

### જ

જનક—પિતા; બાપ
જરા—ઘડપણ
જાજ્વલ્યમાન—ભભકદાર; આંખને આંજી નાખે એવું
જ્ઞાનોપાસક—જ્ઞાનનો ઉપાસક, ભક્ત, સાધક

### ત

તાપસ—તપ કરનાર; તપસ્વી
તિમિરાસુર — તિમિર — અંધકારરૂપી અસુર-દૈત્ય
તુંબિપાત્ર—તુંબડાનું બનાવેલું પાણીનું પાત્ર
ત્રિપુંડ—ત્રણ લીટીનું તિલક
ત્રોટી—કાનનું એક ઘરેણું

### દ

દનુજ—દાનવ; રાક્ષસ; દૈત્ય; અસુર
દીપાવલી—દીવાની હાર; દિવાળી
દ્રુમ—ઝાડ; વૃક્ષ

### ધ

ધનુર્ધર—ધનુર્ધારી; ધનુષ્ય વડે લડનાર
ધનુર્વિદ્યા—બાણ મારવાની વિદ્યા
ધનુર્વેદી—ધનુર્વિદ્યા જાણનાર
ધરા—ધરતી; પૃથ્વી
ધુર—ધુંસરું; જૂસરું

### ન

નિવારણ—વારવું તે; દૂર કરવું તે
નિઃસ્પૃહતા—બેતમાપણું; બેપરવાઈ; કોઈની પણ સ્પૃહા-ઇચ્છા-પરવા ન રાખવી તે.
નેત્રસમસ્યા—આંખની ઇશારત
નૈસર્ગિક—કુદરતી; સ્વાભાવિક
નૌતમ—નૂતન; નવીન

### પ

પખાળવું—પાણીથી ધોવું
પટકૂળ—વસ્ત્ર; લૂગડું; પટોળું
પટ્ટુ—એક જાતનું હાથકંતામણ ને હાથવણાટનું કાશ્મીરી ગરમ કાપડ
પણછ—ધનુષ્યની દોરી
પથિક—મુસાફર
પન્નગરાય—શેષનાગ
પરિબ્રહ્મ—પરમાત્મા
પર્યટન—મુસાફરી

પારંગત—કુશળ; પ્રવીણ; નિષ્ણાત; પૂરેપૂરું જાણનાર.
પીડાગ્રસ્ત—પીડાથી ગ્રસ્ત – પકડાયેલું; પીડિત
પુરુષપુરાણ—જૂનામાં જૂનો પુરુષ; ઈશ્વર
પુરોહિત—ધાર્મિક ક્રિયાઓ કરાવનાર ગોર
પ્રકીર્ણ—પરચૂરણ; છૂટુંછવાયું
પ્રતિભાશાળી—તેજસ્વી; આંજી દે એવી કાંતિવાળું
પ્રતિમા—મૂર્તિ
પ્રતિવાય—હરકત; વિઘ્ન; મુશ્કેલી
પ્રભા—તેજ; કાંતિ; દમામ
પ્રાશવું—ખાવું

ભ

ભર્ગ—તેજ; પ્રકાશ
ભાવઠ—સંસારનું દુઃખ; પીડા
ભીષણ—ભયંકર
ભેખધારી—સંન્યાસની દીક્ષા ધારણ કરનાર; કોઈપણ પરોપકારી કામ માટે જિંદગી અર્પણ કરનાર
ભેરભૂંગળ—નોબત; વાજિંત્ર
ભોગાસક્ત—ભોગને વિષે આસક્ત; ભોગવૈભવ ભોગવવાની ઇચ્છાવાળું
ભ્રાંત [ભ્રાંતિ]—ભ્રમ; ખોટો ખ્યાલ
ભ્રૂભંગ—ભવાં ચડાવવાં તે

મ

મજ્જન—સ્નાન; નાહવું તે
મઢૂલી—ઝૂંપડી; કુટિર
મલોત્સર્ગ—મલનો ઉત્સર્ગ; મલત્યાગ
મહાનુભાવ—ઘણી શક્તિવાળો, માનાર્થે સંબોધન
મૂશળધાર—ધોધમાર પડતો વરસાદ
મોરિયું—દિવાળીમાં છોકરાઓ ઉબાડિયા જેવો, હાથમાં ઝાલવાના ડાંડાવાળો દીવો કરે છે તે
મોદ—આનંદ; હર્ષ
મોહિનીસ્વરૂપ—મોહિની – લલચાવનારી અપ્સરા જેવું સ્વરૂપ; પોતાના તરફ આકર્ષનાર મોહકરૂપ

ય

યાવજ્જીવન—જીવનપર્યંત; આખી જિંદગી સુધીનું
યાળ—સિંહની ગરદન પરના વાળ.

ર

રત્નાકર—રત્નાકરની ખાણ; સાગર
રસના—જીભ
રાગદ્વેષ—રાગ-મોહ, પ્રેમ, આસક્તિ અને દ્વેષ–તિરસ્કાર, ધિક્કાર; અણગમો; વેર
રુગ્ણતા—મંદવાડ; માંદગી

લ

લોકૈષણા [લોક+ઈષણા] લોકપ્રિય બનાવવાની ઇચ્છા, વાસના

વ

વલ્કલ—ઝાડની છાલનું વસ્ત્ર
વાગીશ્વરી—સરસ્વતીદેવી

વાયરો—પવન
વાસ્તવ—ખરેખરું
વિક્રય—વેચાણ
વિક્ષેપ—વિઘ્ન; અંતરાય; અડચણ
વિપરીત—ઊંધું; ઊલટું; વિરોધી
વિભૂતિ—દિવ્ય કે અલૌકિક શક્તિ
વિરાટ—ભવ્ય; વિશાળ; મોટું
વિસંવાદી—મેળ વિનાનું
વિહગગણ—વિહગ-પક્ષીઓનો સમૂહ
વ્યંજન—શાક

શ

શકટ—ગાડું
શબનમ—ઝાકળ; [ ૨ ] ઝાકળ જેવું પાતળું, મૃદુ ને ઝીણું મલમલનું કાપડ
શર્વરી—રાત્રિ; રાત
શશાંક—ચન્દ્ર
શામિયાનો—તંબુ ; મંડપ
શાશ્વત—નિત્ય; કાયમનું
શિષ્યવૃત્તિ—શિષ્યને તેના ખર્ચ પેટે મળતી મદદ; સ્કોલરશીપ

સ

સમકાલીન—એક જ કાળ – યુગ સમયમાં થઈ ગયેલ
સવિતાનારાયણ—સૂર્યદેવ
સહસ્રરશ્મિ—સૂર્ય
સંકર્ષણ—કૃષ્ણના મોટાભાઈ
સંમાર્જની—સાવરણી
સાથરો—ઘાસનું બિછાનું; પરાળની રી
સાહિત્યનદ—સાહિત્યની નદી-પ્રવા
સારંગપાણી—સારંગ જેના હાથમ છે તે; વિષ્ણુ
સુદર્શન—કૃષ્ણનું હથિયાર
સુધાંશુ—ચન્દ્રમા
સૌમ્ય—સુશીલ; શાંત
સૌષ્ઠવપૂર્ણ—સુંદરતાથી ભરેલું; આક [ ૨ ] ચપળતાથી ભરેલું; ચપળ
સ્વાસ્થ્ય—સ્વસ્થતા; આરોગ્ય નીરોગીપણું

હ

હેવાતણ—સૌભાગ્યાવસ્થા
હોમશાળા—હોમ કરવાનો ખંડ



પ્રકાશક : ચન્દ્રવદન ચૂનીલાલ શાહ, દેસાઈપોળ, સૂરત
મુદ્રક : કાલિદાસ દ્દ. રોવત, 'પ્રતાપ' પ્રેસ, કણપીઠ, સૂરત